અનુભવી ગયા છે ત્યારે એવા કંગાળ કંગાલોના પ્રતિનિધિઓથી આવું અમીરી ખાણું કેમ લઇ શકાય તે પ્રશ્ન એ ભોજનના મીઠા કોળિયા લેતી વખતે મનમાં ઊઠયા વિના રહે નહિ. ખાસ તો મને તે જ બપોરે મળેલો દિલ્હીનો એક ટાંગાવાળો સાંભરતો હતો. ટાંગા ઊભા રાખવાના એક સ્ટેન્ડ ઉપર બપોરના બે વાગે થોડા ટાંગા ઊભા હતા. એમાંનો એક ટાંગાવાળો પસ્તીના મેલા કાગળમાં વીંટેલો ઘઉંનો જાડો રોટલો લૂખો ચાવતો હતો. ગરીબ કાઠિયાવાડમાં પણ ખેડૂતોને રોટલા સાથે ગોળનું દડબું કે મરચાની શીંગ મળી રહેતી હોવાથી મારાથી એને પૂછાઈ ગયું હતું કે, 'રોટી કે સાથ ઔર કુછ નહીં ખાતે હો ?'

એણે જવાબ આપેલો કે, 'હમ તો સિર્ફ રોટી પર ભી ગુજારા કર લે, મગર પેટ ભર રોટી પાય ઉતના અનાજ ભી કહાં મિલતા હૈ ?'

*

આપણા રાષ્ટ્રનેતાઓને આટલી નજીકથી, આટલી શાંતિથી અને આટલા સૌમ્ય સ્વરૂપે જોવાનો મોકો મને પહેલીવાર મળ્યો. ત્યારે જ ખબર પડી કે એમની સાચી સૂરત કેવી છે. છાપાંમાં એમની જે છબીઓ આવે છે તેમાંની મોટા ભાગની તો એક દાયકા પૂર્વેની હશે એમ આ નેતાઓને જોઇને લાગ્યું. તાજી છબીઓમાં પણ, કોણ જાણે કેમ, આ નેતાઓના મુખ પરની તાજગી અને તેજસ્વિતા કે એમના મરોડદાર અવયવો કદી સાચા સ્વરૂપે દેખાયા નહોતા. પંડિત પંત અને શ્રી રવિશંકર શુક્લ જેવા વૃદ્ધોના ચહેરા ઉપર પણ જે તેજ હતું તે તેમની વડાપ્રધાનો તરીકેના અથાગ પરિશ્રમની ઉપરવટ થઇને કેમ ચમકતું હશે ? કે પછી સોનું તો તાપથી સોહામણું બને તેમ, એ પરિશ્રમના પરિણામ રૂપે જ આ તેજ પ્રસર્યું હશે ? શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે વૈધવ્યની છાયા આડે પણ તંદુરસ્ત અને સોહામણું વદન કરમાવા દીધું નથી. રાજકુમારી અમૃતકૌરની ઉંમર વધી ગઈ હોવા છતાં એમની ચાલમાં યુવતીના જેટલી જ નમણાઈ અને ચપળતા ભરી છે. ફોરવર્ડ બ્લોકવાળા શ્રી કામતનાં દાઢીમૂછ એમના કદાવર દેહને મિયાણાનું સ્વરૂપ આપી દેતાં. બંગાળના અને ખાસ કરીને આસામનાં પ્રતિનિધિઓ કાંઈક અંશે હતોત્સાહ જણાતા હતા, તેનું કારણ તો સહેજે સમજી શકાય તેવું છે. રાજાજીની તબિયત સારી ન રહેતી હોય તેવું લાગ્યું. મૌલાના આઝાદ સભાની બેઠક ચાલુ હોય તે દરમિયાન પ્રસંગોપાત પોતાના કેળવણી–ખાતાના દફતરમાં આંટો મારી આવતા હતા. આપણા વડાપ્રધાન શ્રી ખેરનું સદા તાજું સ્મિત દૂધ જેવા સફેદ દાંતની બત્રીસી વચ્ચે મલાઇને સૌને રીઝવતું હતું. પંડિત જવાહરલાલનું વદન એમના તરવરાટની આરપાર થઇને સૂકાયેલું લાગતું હતું. વૈશાખમાં ખેડેલા ખેતર જેવી રેખાઓના રૂપમાં વ્યગ્રતા એની ઉપર અંકાઈ ગઈ છે. શ્રી પટ્ટાભી સિતારામૈયા હસતા ને ચાલતા 'ફેધર્સ એન્ડ સ્ટોન્સ' (પીંછાં અને પથરા)ના અખૂટ ખજાનાની લહાણ પરિચિતો–અપરિચિતો વચ્ચે કર્યે જતા હતા. કેટલા ય સભ્યોની દાદીમાની અવસ્થાએ પહોંચેલા સરોજિનીદેવી નિયમિત હાજર રહેતાં અને પોતાને શિરે આવેલી પવિત્ર ફરજનું સંપૂર્ણપણે પાલન કરતાં. શ્રી જયરામદાસ દોલતરામને મોઢેથી સિંધી ભાષા અને લોકસાહિત્ય વિશે બે–ચાર નાની નાની વાતો સાંભળી અને ફરી પ્રતીતિ થઈ કે, આપણા શ્રેષ્ઠ આગેવાનોનું જીવન ગુલામ દેશના રાજકારણે હરી ન લીધું હોત તો સાંસ્કૃતિક–સાહિત્યિક પ્રવૃત્તિઓને એ કેટલી બધી પ્રતિભાવંતી બનાવી શક્યા હોત. પ્રાંતેપ્રાંતના લોકસાહિત્યનો હિંદુસ્તાની અથવા અંગ્રેજીમાં અનુવાદ થઈ શકે તો . આપણે અલગ અલગ પ્રાંતવાસીઓ એકબીજાથી કેટલા નિકટ છીએ અને એક જ અમોલા ભૂતકાળના વારસદાર ભાંડુઓ છીએ તેનો પૂરો ખ્યાલ આવે.

*

આ વખતની બેઠકમાં સૌથી મહત્વની ગેરહાજરી બિહારમાં શાંતિ અને કોમી ઐક્યની સ્થાપના કરવા ગયેલા સરહદના ગાંધીની હતી. મહાત્માજી તો મહિનાઓથી નોઆખલી ગયા હોવાથી આ બંધારણસભાને પ્રત્યક્ષરૂપે એમના આશીર્વાદ મળી શક્યા નથી. પણ તેઓ જાણે ઉપરની એક ગેલેરીમાં બેસીને સભાની કાર્યવાહી નિરખતા હોય તેટલી આમન્યાપૂર્વક લગભગ બધા સભ્યો વર્તતા હતા અલબત્ત, રાજેન્દ્રબાબુ જે

ગૌરવભરી રીતે પ્રમુખપદ શોભાવતા હતા તેની પણ સભ્યો ઉપર ઘણી અસર પડતી હશે. આ સભાગૃહ મૂળ મધ્યસ્થ ધારાસભાના પુસ્તકાલય તરીકે વપરાતું ત્યારે એની દીવાલો ઉપર સોનેરી ફ્રેમમાં મઢેલાં જુદા જુદા વાઈસરૉયોનાં મોટાં તૈલચિત્રો ટિંગાતાં હતાં. પણ હવે એ ફ્રેમ ખાલી પડી છે. એક પત્રકારનું એવું સૂચન હતું કે એમાંની એક ફ્રેમમાં ગાંધીજીની છબી મૂકવી જોઈતી હતી. મને એવી છબીની જરૂર લાગી નથી. બાબુ રાજેન્દ્રપ્રસાદ વિચાર, વાણી અને વર્તનમાં ગાંધીજીને એટલા બધા મળતા આવે છે કે એમને ગાંધીજીની જીવતી છબી કહી શકાય. સહુ સભ્યો પણ એમની પ્રત્યે એટલા સન્માનથી જુએ છે.

તે ઉપરાંત, મુસ્લિમ લીગના બિરાદરો પણ હાજર નથી એ વાત હું વારે વારે વીસરી જતો હતો. પણ સભ્યોએ એ વાત ઘડીકેય વિસારી નહોતી. સભાના દરેક ઠરાવમાં, એના હાર્દમાં તેમજ તેના શબ્દ કલેવરમાં મુસ્લિમ લીગના મંતવ્યને બને તેટલું સમાવવાના, એમના દષ્ટિબિંદુને ખ્યાલમાં રાખીને તેમાં સુધારાવધારા કરવાના હૃદયપૂર્વકના પ્રયાસો કરવામાં આવ્યા છે. ગાહે તેવા પવિત્ર સોગંદ ખાઈને પણ હું એ કહેવા તૈયાર છું કે બંધારણસભા માત્ર કૉંગ્રેસી તમાશો નથી. આખી બંધારણસભા કૉંગ્રેસના રાષ્ટ્રવાદના-રંગે રંગાયેલી હોત તો એ જુદી જ હોત, અને મારા જેવા કરોડોને એણે હજી વધુ માયા લગાડી હોત. પણ આજે તો વસ્તુસ્થિતિ જે છે તે હું અહીં રજૂ કરું છું, કે શુદ્ધ કૉંગ્રેસી દષ્ટિબિંદુ સાથે સુમેળ ન ખાય તેવી અનેક બાબતો આ સભાની કાર્યવાહીમાં નજરે પડી છે. એ સારું થયું છે કે નરસું, તે અભિપ્રાયનો વિષય છે. પણ હકીકત તો એ છે જ. આપણા રાષ્ટ્રનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ એમાં રજૂ થયેલું મને દેખાયું છે—રાષ્ટ્રનાં સુતત્વો અને મલિન તત્વો, બન્નેની એમાં મેળવણી થયેલી છે. અને મુસ્લિમ લીગના સભ્યો હાજર નથી છતાં દરેક બાબતમાં એમના દષ્ટિબિંદુને અપનાવવામાં સભા એટલી હદ સુધી જઈ ચૂકી છે કે એમની હાજરીથી તેઓ આથી વિશેષ કાંઈ મેળવી શકયા હોત કે કેમ તેની મને શંકા છે. જેમ વચગાળાની સરકારમાં તેમ બંધારણસભામાં આવીને પણ લીગને ડગલે ને પગલે જો કજીઆ જ કરવા હોય તો તો એ બહાર રહે તેમાં સભાને લાભ છે; અને લીગને એમાં કાંઈ નુકશાન નથી કારણ કે અહીં, કૉંગ્રેસની અંદર તેમજ બહાર એમના દષ્ટિબિંદુનો ખ્યાલ રાખનારા અનેક સભ્યો છે.

પોતાના વિચારોને ભોગે પણ લીગ અને બીજાઓ પ્રત્યે કૉંગ્રેસ જે ભલમનસાઈ દાખવી રહી છે તેનો બહુ જ ગેરલાભ લેવાતો હોય તેવો એક પ્રસંગ બન્યો ત્યારે ઘણા સભ્યો ખળભળી ઊઠયા હતા. પંડિત જવાહરલાલના ઠરાવ ઉપરનો સુધારો પાછો ખેંચી લેવાની શ્રી મુકુંદરાવ જયકરની જાહેરાતને તાળીઓથી વધાવી લેનારી સભાએ જ, બે મિનિટ પછી જ્યારે જોયું કે શ્રી જયકર તો હજી નવી ગૂંચવણો ઊભી કરે તેવી બે-ચાર વાતો કહેવા માગે છે ત્યારે એમને બોલતા બંધ કરવાની માગણી કરતા અનેક સભ્યો એમની બેઠકોમાં ઊભા થઈ ગયા હતા. સહુની વતી પંડિત પંતે શ્રી જયકરને વધુ ન બોલવા દેવાની માગણી રજૂ કરી ત્યારે વિચારની દઢતાને ભાષાની મુલાયમીમાં કેટલી હદ સુધી મઢી શકાય છે તેનો એક દાખલો મને મળ્યો.

*

ઠરાવ પરની ચર્ચા સમેટતાં જવાહરલાલના હૃદયના ઊંડાણમાંથી નીકળતા શબ્દોને આખી સભા મુગ્ધ બનીને સાંભળી રહી હતી. ડિસેમ્બરની બેઠકમાં ઠરાવ રજૂ કરતી વખતે એમણે જે ભાષણ કરેલું તે વખતે કોઈ સભ્યની પાંપણ ફરકી રહી શકી નહિ જ હોય તેમ આ ભાષણ સાંભળતાં ખાતરી થઈ. લાખ્ખો સામાન્ય જનોની મેદનીને આંજી નાખવી એ સહેલું છે, પણ વર્ષોના અનુભવે રીઢા બનેલા આવા સો-બસો સિક્ષિતોને મંત્રમુગ્ધ બનાવવા તે ઘણું આકરું છે. જવાહરલાલ એટલા બધા ઊર્મિલ ગણાય છે કે આમ શબ્દેશબ્દ તોળીને બોલવામાં એમને કેટલો સંયમ પાળવો પડયો હશે તે કલ્પી શકાય તેવું છે. જુસ્સાના ધોધપ્રવાહને આમ અંતરમાં જ સમાવી શકનારની છાતી કેવી વજ્ર જેવી હશે! જબ્બર મોટી ગાડીને માઈલો સુધી ખેંચી જતી વરાળને પોતાના પેટમાં જ સમાવી શકનાર એન્જિનનું બોઈલર પણ કેવું મજબૂત હોય છે!

પણ બધા જ સભ્યો પંડિત જવાહરલાલ જેટલો સંયમ પાળી શકયા નહોતા. બંધારણસભાએ નીમેલી

જુદી જુદી સમિતિઓ ઉપર, 'ફલાણી કોમને આટની બેઠક મળી તો મારી કોમને કેમ ઓછી મળી ?' એવુ કહેનારા હરિજનોના આદિવાસીઓના અને ખ્રિસ્તીઓના કેટલાક પ્રતિનિધિઓ નીકળી આવ્યા હતા કોમવાદનું જે વિષ બ્રિટિશ સરકારે એમને આપણા રાજકારણના વર્ષોથી પાયુ છે તેની અસરમાથી એ મુક્ત થઈ શકયા નહોતા બધારણ સભા દ્વારા આવી હેની મુક્તિની હવા હજી એમના ગૂગળાયેલ—ચિમળાયેલા ફેફસામાં પ્રવેશી શકી નહોતી પોતાની કોમની એક—બે બેઠકો વધુ મેળવવાથી સરવાળે તો કશો ફરક પડનાર નથી એ જાણવા છતા આવો દાવો આગળ ધરાતો હતો, કારણ કે કોમને રીઝવવી હતી આવી સકુચિતતાનુ અતિમ કક્ષાનુ ઉદાહરણ બિહારના સ્વતત્ર આદિવાસી સભ્ય શ્રી જયપાલસિંઘે આપ્યુ અગાઉ મે એમનુ નામ સુદ્ધા કદી સાંભળ્યુ નહોતુ પણ એમના આ પ્રથમ પરિચયે જ આશ્ચર્ય થયુ કે આવી સામાન્ય કક્ષાના ને આટલા સકુચિત માણસ આ બધારણસભામાં કયથી આવી પહોચ્યા હશે ? પાછળથી શ્રી સિતારામૈયાના એક લેખમા આ શ્રી જયપાલસિંઘની ડીગ્રીઓ અને એમણે શોભાવેલી ખુરશીઓની એક લાબી યાદી વાંચી ત્યારે વળી એ આશ્ચર્ય વધ્યુ

આવી કોમી સકુચિતતા કોગ્રેસના કોઇ સભ્યમાં નહોતી એવુ પણ નથી દાખલા તરીકે આસામના કોગ્રેસી પ્રધાન શ્રી ડીસુઝાએ પણ ઊભા થઈને અમુક સમિતિ ઉપર પોતાની ખ્રિસ્તી કોમને ઓછી બેઠકો મળી છે એવી ફરિયાદ કરી ત્યારે હુ તો સ્તબ્ધ જ થઈ ગયો ચૂટણીઓમાથી કોમવાદને કાઢવામાં એક દિવસની પણ ઢીલ થાય છે તેમા આપણા સારા સારા માણસોને પણ એ હળાહળ સ્પર્શી જવાનો કેટલો ભય રહેલો છે તે આ બનાવે દેખાડ્યુ આ બાબતમા ચાર પ શીખ—સભ્યોએ એક પણ કોમીસૂર કાઢ્યો નહોતો, તે ઘણા હર્ષની બાબત છે

*

બધારણસભામાથી હુ એક એવી પણ અસર લઈને પાછો ફર્યો છુ કે આપણા રાષ્ટ્રના પહેલી હરોળના આગેવાનો અને બીજી હરોળના નેતાઓ વચ્ચે શક્તિ અને પ્રતિભાનુ ઘણુ મોટુ અતર રહેલુ છે એનુ એક પરિણામ એ આવ્યુ છે કે એના એ જવાહર, સરદાર, રાજેન્દ્રબાબુ, મૌલાના કૃપાલાની અને પતને માથે અનેક પ્રકારની જવાબદારીઓ લદાઈ રહી છે રૂપિયે બાર આની પણ એમનુ સ્થાન લઈ શકે એવા શક્તિશાળી બીજા નેતાઓ જો આપણી વચ્ચે હોત તો કાર્યબોજનુ કેટલુક વિકેન્દ્રીકરણ થઈ શકયુ હોત સકળની માફક રાષ્ટ્રની તાકાતનુ પણ એની સબળી નહિ પણ સૌથી નબળી કડીમાથી નીકળે છે એટલે આપણે ત્યા આગેવાનોની એક અખડિત હારમાળા કેમ ઊભી થઇ શકી નથી એ પ્રશ્ન ઘણાને મૂઝવે છે કેટલાક એમ માને છે કે આપણા ટોચના આગેવાનોની સરમુખત્યારી ઢબે કામ લેવાની કાર્યપદ્ધતિ આને માટે જવાબદાર છે

*

આગેવાનોના સ્વભાવની આ ખામી અગે તો કઈ કહી શકુ તેમ નથી પરતુ, એમની આસપાસ ઊભી કરવામાં આવેલી મહત્તાની દીવાલોમાંની એક ઝીણી તીરાડ વાટે, એમના લાગણીતત્ત્વનું જરાક દર્શન કરવાનો પ્રસગ મને સાંપડ્યો હતો

શનિવારે બધારણસભાની બેઠક પૂરી થઈ ત્યારે પડિત જવાહરલાલના 'ડિસ્કવરી ઑફ ઈન્ડીઆ'ની નવી આવૃત્તિ ખરીદીને એની ઉપર એમના હસ્તાક્ષર લેવા હુ એમની કચેરીમાં ગયો હુ ગયો ત્યારે લશ્કરમાથી છૂટેલા અને વિદેશખાતામાં ભરતી થવાથી પરીક્ષા પસાર કરી ચૂકેલા દસેક જુવાનો ત્યાં ઊભા હતા જવાહરલાલ કામમા હતા તેથી દસની સાથે અગિયારમો હુ પણ ઊભો રહ્યો લશ્કરી પોશાક પહેરેલા એ દસમાંથી કોણ હિંદુ ને કોણ મુસલમાન હશે, કોણ મરાઠી, પજાબી કે બગાળી હશે તે કહેવુ મુશ્કેલ હતું એ નર્યા હિંદીઓ જ હતા એમાંના એક સાથે વિદેશખાતા અગે વાતો કરતા કરતા મે પૂછ્યું 'તમે કયા દેશમાં આપણા એલચીખાતામાં જવુ પસદ કરશો ?'

એણે જવાબ દીધો 'અહી તો લશ્કરના જેવુ છે દુનિયાના જે કોઈ મુલકમા મને મોકલે ત્યાં જવા મારે તૈયાર જ રહેવુ જોઈએ'

'તે ખરું,' મે વાત મૂકી નહિ 'ધારો કે તમારી ઉપર પસદગી છોડવામાં આવે તો તમે કયા દેશમા જવાનુ પસદ કરો ?'

'તો તો પછી અમેરિકા જ જાઉં ને!' એણે હસીને કહ્યું.

'તમારા બીજા સાથીઓની ઇચ્છા શી હશે?'

'મોટા ભાગનાની ઇચ્છા અમેરિકા કે રશિયા જવાની જ હશે'.

ત્યાં તો અંગત મંત્રી આવ્યા અને એમણે વિનયપૂર્વક એ બધાને કહ્યું કે, 'પંડિતજી અત્યારે તો બહુ કામમાં છે. તમે બધા સાંજના આવી શકશો!'

સાંજના પાછા આવવાનું નક્કી કરીને એ બધા, મોજથી વિદાય થયા છતાં હું ખસ્યો નહિ એટલે મંત્રીની નજર થોડી વારે મારી ઉપર પડી. મેં કહ્યું કે, 'મારે અરધી મિનિટનું જ કામ છે. ફક્ત આ પુસ્તક ઉપર એમના હસ્તાક્ષર લેવા છે.'

મંત્રી કહે કે, 'પંડિતજી બહુ કામમાં છે, છતાં લાવો પુસ્તક, હું સહી કરાવી દઉં'

મેં નમ્રતાથી ના પાડી અને કહ્યું કે, 'હું ઘણે દૂરથી આવું છું માટે જાતે જ એમની પાસે જઈને હસ્તાક્ષર લેવાની મને હોંશ છે.'

મંત્રીને પણ ઘણું કામ હતું એટલે વાતનો ત્યાં અંત આવ્યો અને હું પંડિતજીના ઓરડાની બહાર ઉભો જ રહ્યો.

થોડીવારે જવાહરલાલ મંત્રીને બોલાવવા જાતે બહાર આવ્યા. એ તક ઝડપીને મેં પુસ્તક એમની સામે ધરી દીધું અને હસ્તાક્ષરની માગણી કરી. એમણે મને અંદર બોલાવ્યો અને અંગ્રેજીમાં સહી કરી દીધી. સહી કરાવવા મેં એમની સમક્ષ પુસ્તક ધર્યું ત્યારે મારાથી સહેજે અર્પણ-પત્રિકાવાળું પાનું ઉઘડી ગયેલું. એની ઉપર લખેલું હતું: "To my Colleagues and Co-prisoners in the Ahmadnagar Fort Prison Camp." (અહમદનગરના કિલ્લાની જેલ-માંના મારા સાથીઓ અને સહકારાવાસીઓને) છાપેલા પુસ્તકનું એ પાનું પણ જવાહરલાલના હૃદયને માટે જાણે કોઈ પવિત્ર આત્મીયના પગલનું હોય તેમ, 'વહાં તો કૈસે હો સકતા હૈ!' કહીને એમણે પાનું બદલી નાખ્યું અને પછી સહી કરી.

એ જ સાંજે બાબુ રાજેન્દ્રપ્રસાદની તાજી જ બહાર પડેલી હિંદી આત્મકથા લઈને એમને બંગલે એમના હસ્તાક્ષર લેવા ગયો. રાજેન્દ્રબાબુનો બંગલો જેટલી જગા રોકે છે તેથી દસગણી જગ્યામાં એમનું ફળિયું છે. આ વિશાળ ચોગાનમાં લીલા ઘાસનાં મેદાનો છે. ફૂલના ક્યારા છે, અને શાકભાજી પણ વાવેલા છે. 'આત્મકથા'ના છેલ્લા પ્રકરણમાં રાજેન્દ્રબાબુએ લખ્યું છે તેમ પોતાના ખપ પૂરતી શાકભાજી બધી તેઓ આ બગીચામાં જ પકાવી લ્યે છે. પણ બટેટા તો ઘણા વધારે વાવેલા છે.

વચમાં ગુલાબની કલમો અને ચોપાસ બટેટાના છોડ વાવેલા છે. રાજેન્દ્રબાબુના મકાનના ઓરડા મોટા મોટા છે, પણ ઓરડાની સંખ્યા ઓછી છે, તેથી સંકડાશ પડતી હશે. મકાનની પાછળ એક તંબુ ઊભો કરેલો છે. હમણાં જ બિહારથી એમના કુટુંબનાં બાળ-બાળકો આવ્યા છે એ બધા સાથે ત્યાં બેસીને રાજેન-બાબુ વાતો કરતા હતા. તંબુમાંથી બંગલામાં આવ્યા ત્યારે હું હસ્તાક્ષર લેવા ગયો. મને ખુરશી ઉપર બેસાડ્યો, નામ પૂછ્યું, મારા છાપાનું નામ પૂછ્યું, હસ્તાક્ષર શા માટે લેવા છે એ પૂછ્યું. મેં કહ્યું કે, 'બંધારણસભાની બીજી બેઠક અને તેના પ્રમુખની કાંઈક સ્મૃતિ તો મારે મારી સાથે ઘેર લઈ જવી જોઈએને!' હસીને એમણે હિંદીમાં સહી કરી દીધી.

રાજેનબાબુ પાસે હું બે મિનિટ બેઠો તે દરમિયાન તેમને દમનો ખાંસી ચાલુ હતો તેથી ખૂબ જ હાંફતા હતા. છતાં એમના મોઢા ઉપર કષ્ટનાં ચિહ્નો દેખાતાં નહોતાં. વચગાળાની સરકારમાં સૌથી વિશેષ આકરા કામવાળો ખોરાક અને ખેતીનો વિભાગ એમના હાથમાં છે. એમાં વળી બંધારણસભાના પ્રમુખપદનો બોજો પણ એમને ઉપાડવો પડ્યો છે. દેશસેવાની ધગશ માનવદેહ પાસે આ ઉંમરે પણ આટલું કષ્ટ વેઠાવી શકે છે તેનું આ દૃશ્ય જુવાનોને માટે કેટલું પ્રેરણાદાયી છે!

મને થયું કે, આ માનવી તે સોટીમાસનાં છે કે લોખંડનાં!

એનો જવાબ લાગે છે તેટલો સહેલો નથી.

*

# ગ્રંથ સમીક્ષા

અ. મ. રા.

## વાસ્તવદર્શી નવલકથા

### મન્વંતર

[ લે. તારાશંકર બંદોપાધ્યાય; અનુવાદક, રમણીક મેઘાણી; પ્રાપ્તિસ્થાન, ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ–અમદાવાદ; મૂલ્ય સાડાચાર રૂપિયા. ]

પ્રથમ પંક્તિના આધુનિક બંગાળી વાસ્તવદર્શી સાહિત્યકાર શ્રી. તારાશંકર બંદોપાધ્યાયની પ્રસિદ્ધ કૃતિનો આ ગુજરાતી અનુવાદ છે. મૂળ કથાની બંગાળીમાં ઘણી આવૃત્તિઓ થઇ છે, તેમજ કેટલીક પ્રાન્તીય ભાષાઓમાં અને અંગ્રેજીમાં પણ એના ભાષાંતર થયાં છે, એ હકીકત એની લોકપ્રિયતા બતાવે છે.

કથાનાં વિષય–વાતાવરણ પૂરા થયેલા વિશ્વયુદ્ધનાં છે. આ વિશ્વયુદ્ધ વિશે લેખકની મન્યતા જાણવા જેવી છે. એમની એ માન્યતાએ જ કથાનો નામકરણ સંસ્કાર કરી આપ્યો છે, એ કહે છેઃ 'આ વિશ્વવ્યાપી યુદ્ધ માનવસમાજમાં મહામન્વંતર છે' (પૃ. ૩૭૬). કુરુક્ષેત્રના યુદ્ધે, તેમ જ પહેલા વિશ્વવિગ્રહે માનવીને મુક્તિ સંપડાવી નહિ. આ વિશ્વયુદ્ધ એ સંપડાવે અને પછી જે વૈષમ્યવિહીન સમાજરચના આદરાય તેના, એટલે કે નવી દુનિયાના, નવવિધાનમાં વિશ્વની અન્ય પ્રજાઓ ભલે પોતપોતાની વિશિષ્ટ સિદ્ધિઓ નોતરે પણ ભારત તો 'અંતરલોકનું વિજ્ઞાન, જીવન માટે પ્રેમ, જીવંત માત્ર માટે આદર, સત્ય માટે આગ્રહ મોહમુક્ત કલ્યાણદૃષ્ટિ, અસત્ય સામે અહિંસક અણનમ દૃઢતા'નો મહાત્મા ગાંધીના આચરણ અને રવીન્દ્રનાથના કથનમાં અભિવ્યક્ત થતો પોતાનો ચિરંતન સંદેશ ભેટ ધરે, એવી આશા લેખકે સેવી છે. પોતાની એ આશાને ઉચ્ચાર આપવાનો આ કથા દ્વારા એમણે પ્રયત્ન કર્યો છે.

કથાવસ્તુ માટે આથી એમણે પાર્શ્વ–પશ્ચાદ્‌–ભૂમિકા યુદ્ધ સમયની યોજી છે. પરિણામે, તેંતાળીસનો દુર્ભાગી બંગાળની કારમી પરેશાનીનું સજીવ વાસ્તવચિત્ર કથામાં આપણને મળ્યું છે. નીચલા મધ્યમવર્ગ અને નોકરિયાતોની દશા, નફાખોરી, કાળાં બજાર, અજાસકટ, ભૂખમરો, જાપાની હવાઈ આક્રમણો એ સહુનું આલેખન તત્કાલીન વાતાવરણને આપણી સમક્ષ તાદૃશતાથી ફરી ધબકતું કરી મૂકે છે. યુદ્ધની ચપાટ આપણા દેશમાં ખરી તો વાગેલી બંગાળને. એના પ્રત્યક્ષ અનુભવનો થોડોક સ્વાદ પણ આસામને ને એને જ ચાખવો પડેલો, એટલે આવું યુદ્ધચિત્ર હિંદમાં તો બંગાળમાંથી જ આવે એમ હતું. તે આ બંગાળી કથામાં આવ્યું છે. કથા લખાયેલી છે પણ તેંતાળીસની સાલમાં, શસ્યશ્યામલા બંગભૂમિ એ બધી યાતનામાંથી પસાર થઈ રહી હતી તે વેળા. સંવેદનશીલ લેખકે એ ગરમાગરમ વાતાવરણ જ પોતાની આ કથામાં એમ ને એમ ભરી દીધું છે.

પણ લેખકને માત્ર એવું પરિસ્થિતિચિત્ર જ દોરવું નહોતું. 'રાષ્ટ્રની વર્તમાન પરિસ્થિતિની પશ્ચાદ્‌ભૂ ઊપર બંગાળના આ યુગના નૂતન–આદર્શ–અનુપ્રાણિત યુવકયુવતીઓનાં જીવન વિશે લખવાની, એમની કલ્પના હતી. બેઠાખાઉ મૂડીદારમાનસના ઓછાયામાં ઊછરેલો પણ આ યુદ્ધના મહામન્વંતરની અને જીવનવિગ્રહની ઝડફેટમાં આવેલો સુખમય ચક્રવર્તિનો ભાવનાશાળી પ્રપૌત્ર કથાનાયક કાનાઈ, કાનાઈને ચાહતી તેજસ્વી કોલેજકન્યા નીલા, કાનાઈ, ગીતા, નીલા, નેપી એ સૌ ઘરઉંદાઓને આશરો આપતો મસ્તરામ જેવો ભાવનાશાળી પત્રકાર વિજયદા, કુટુંબ ને ખાવાપીવાની સગવડો ભૂલી એક માત્ર સમિતિના કામમાં જ મચ્યો રહેતો અને બોંબકેસનો તથા ભૂખ્યાઓની વહારે ગમે તે ઘડીએ દોડી જતો જનસેવા સમિતિનો સભ્ય અને ઉત્સાહી કાર્યકર નેપી—આ સૌ જુવાન પાત્રો આધુનિક બંગાળનાં જુવાનોનું માનસ રજૂ કરી તેમનું પ્રતિનિધિત્વ જ આ કથામાં ધરાવે છે. એમનું પાત્રાલેખન હેતુલક્ષી વાતાવરણકથા કે પરિસ્થિતિચિત્ર જેવી મર્યાદાઓ બની ગયેલી આ કથામાં પાત્રનિરૂપણની દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવું બન્યું છે. નેપી તો ઘણા વાચકોનાં દિલમાં વસી જશે.

કથામાં પ્રણયકથા વણી લઈને એને યથાશક્તિ

રસિક બનાવવાનો પણ પ્રયાસ કર્તાએ કરેલો છે. નાયકનાયિકા કાનાઈ-નીલાની પ્રણયકથાનું નિરૂપણ કેટલેક અંશે જાણીતી બંગાળી રીતે થયું છે. એમના વિકસતા પ્રણયનો સાફલ્યની ઘડી પરસ્પરની ગેરસમજથી ઠીક વિલંબાય છે.

કથાની હેતુલક્ષિતા અછતી રહેતી નથી. કથામાં ભેડાખાઉ મૂડીદારોનાં માનસનું અને યુદ્ધ વેળાની મૂડીદારોની નફાખોરીનું ચિત્રણ બરાબર કરાવાયું છે. કર્તાએ કથાનાયક કાનાઈને ઘસાઈ ગયેલા મૂડીદાર કુટુંબનો અવશેષ બનાવી તેને જીવન વિષમતામાંથી અને મૂડીદારોના પરિચયમાંથી પસાર કરાવી આખરે તેને કૉમરેડ બનાવ્યો છે. તેની સાથે પ્રેમના તારે સધાતી નીલાને પણ 'કૉમરેડ' કહી સંબોધનો તેને બતાવ્યો છે. વાંચો આ:

વિજયદા લખવાનું પૂરું કરીને બોલ્યા: 'કાનાઈભાઈ, હવે કામે વળગી જા. નીલા જાય. કૉમરેડ સાથે હું યે કામે લાગી જાઉં.'

* * *

નીલા હવે બોલી: 'બોલો શું કરું? કામ કહો.'

'કામ ઘણું છે. લોકોને આ મન્વંતરની મહાઆફત માંથી પાર કરવા જ પડશે.'

વિજયદાએ બત્તીની સ્વીચ બંધ કરી. દિવસનું અજવાળું થઈ ચૂક્યું છે. (કથાની છેલ્લી લીટીઓ)

હૃદયમિલનની-પ્રેમસાફલ્યની-ઘડીએ નાયકનાયિકાને વિજયદાનો આ આદેશ મળે છે, 'કૉમરેડ'પણાની ગંભીર દીક્ષા મળે છે। 'દિવસનું અજવાળું થઈ ચૂક્યું હતું.' એ છેલ્લું વાક્ય પણ અર્થવાળું છે આવાં યુવકયુવતીઓ જે ભાવનાથી પ્રેરાઈ 'લોકો'ની આફત દૂર કરવા ને તેમની સેવા કરવા તૈયાર થાય છે તે ભાવનાના-ક્રાન્તિના અજવાળાનો ઉદય થઈ ચૂક્યો છે એમ પણ કર્તાને સૂચવવું છે. ગાંધીજી ઉપવાસની કઠણ અગ્નિપરીક્ષામાંથી સલામત પાર આવ્યા એ સમાચારે પ્રેરેલો પૃ. ૭૬થી ૭૯ સુધીમાં વર્ણવાતો વિજયદાનો ભાવના ને લાગણીના ઉદ્રેકથી છલકાતો લેખ તો કર્તાની ભાવનાનો મનોરમ ઉદ્‌ગાર છે. એનો પરિચય આ કથાની સમીક્ષાના બીજા પરિચ્છેદમાં આપી દીધો છે.

બંકિમોપાખ્યાયની ભાષા અને શૈલી આકર્ષક અને ચમત્કાર છે. સુખમય ચક્રવર્તિના વિદ્યમાન વંશજોનો દાખલતનું ચિત્ર એનો એક સરસ નમૂનો છે.

અત્યાર સુધી આપણે ત્યાં આવેલી બંગાળી નવલકથાઓ મુખ્યત્વે લગ્નપ્રધાન પ્રેમકથાઓ જ હતી. આ કથા ઉપરના લક્ષણોને લીધે જુદી તરી આવે છે. આથી, શરદબાબુની કૃતિઓ ખલાસ કર્યા પછી જે તે બંગાળી લેખક-લેખિકાની કથાઓ ગુજરાતીમાં ઉતારી લાવવા અનુવાદકો અને પ્રકાશકોની પ્રવૃત્તિથી કંટાળવા માંડેલા વિવેકી સાહિત્યરસિકો આ કથાના અનુવાદથી તો અપ્રસન્ન નહિ જ થાય.

## ચાર ચરિત્રો

### શ્રી. જમનાલાલજી

[લે૦ ઘનશ્યામદાસ બીરલા; અનુ૦ કરીમભાઈ વોરા; પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, ૭ આના.]

૪૮ પાનાંની આ સુલિખિત પુસ્તિકા સ્વ. જમનાલાલ બજાજની ચરિત્રિકા છે. ચરિત્રિકા ય ન કહો અને 'જમનાલાલજીનો જીવનપરિમલ કે જીવનપરિચય' એવું નામ એને આપીએ તોય ચાલશે. રૂઢ રીતે લખાતા આવાં પુસ્તકો કરતાં પોતાની લખાવટને કારણે આ પુસ્તિકા જુદી પડે છે. જમનાલાલજીના પોતાના પ્રથમ અને અંતિમ દર્શનનાં સ્મરણોથી પ્રારંભ કરી શ્રી. બીરલાએ તેમના વ્યક્તિલક્ષણો અને સાદાઈ, ધનની નિસ્પૃહતા તથા સતત ઉદ્યોગપરાયણતા જેવા તેમના ગુણોનો પરિચય કરાવી, તેમના રાજકારણપ્રવેશનો ઈતિહાસ અને તેમણે લડેલા નાગપુર જયપુરના સત્યાગ્રહો તથા જીવનના અંત લગી ચાલેલી તેમની રચનાત્મક પ્રવૃત્તિઓ વિશે સંક્ષેપમાં પણ સુરેખ રીતે માહિતી આપી છે. પુસ્તિકાનો અન્ત જમનાલાલજીના ચિતારોહણના દૃશ્ય અને તે વેળાના પોતાના સંવેદનના સ્મરણાલેખથી કર્તા લાવ્યા છે. સત્તર વરસના જમનાલાલજીએ પોતાના દત્તક પિતા શ્રી બચ્છરાજજી પર લખેલો-એમની ધન પ્રત્યેની ઉદાસીનતા, પ્રગલ્ભતા અને નિર્મળ નિર્વૈર અંતઃકરણ દાખવતો-જે પત્ર કર્તાએ અંદર આખો ઉતાર્યો છે

તે જમનાલાલજીના અંતર સત્ત્વનું સુંદર દર્શન કરાવનાર સાધન છે, તેમ જ આ લઘુપુસ્તિકાનું એક આકર્ષણ છે. રા. બીન્લા પાસે શૈલી છે, બનાવોને રજૂ કરવાની નિરૂપણકળા છે, સંવેદક હૃદય છે, ધર્મશાસ્ત્ર પુરાણોનો સારો પરિચય છે, મર્મગામી દૃષ્ટિ છે અને અંતરની ધાર્મિકતા છે એની ખબર પણ આ પુસ્તિકા વાચકોને આપશે.

## નાનસેન

[ લે. મૂળશંકર ભટ્ટ; પ્રકા. શ્રામદક્ષિણામૂર્તિ, આંબલા; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ લિ.–મુંબઈ : અમદાવાદ; મૂલ્ય સવા રૂપિયો. ]

તરુણ વિદ્યાર્થીઓના વાચકવર્ગને ભૌગોલિક માહિતી આપવા સાથે પ્રવાસશોખ અને સાહસપ્રિયતાનો ચેપ લગાડે એવી શ્રામદક્ષિણામૂર્તિ પ્રકાશને શરૂ કરેલી પ્રવાસકથાઓની માળાના આ મણકામાં જગવિખ્યાત નોર્વેજીયન પ્રાણીશાસ્ત્રી અને સાહસિક પ્રવાસી નાનસેનના જીવન અને જીવનકાર્યનો પરિચય સરળ કિશોરભોગ્ય શૈલીમાં આપવામાં આવ્યો છે તરુણ નાનસેનનાં સાહસપ્રેમ ને ઉમંગ, પ્રાણીશાસ્ત્રનો એનો પ્રત્યક્ષ અભ્યાસ, ગ્રીનલેન્ડના એક છેડાથી બીજા છેડા સુધીનો તેણે કરેલો બરફ પરનો હિમ પ્રવાસ, ઉત્તર ધ્રુવના હિમાચ્છાદિત પ્રદેશમાં ધ્રુવ તરફ ગમન કરતાં ખૂબ ઊંડે સુધી તેણે કરેલું પ્રવાસખેડાણ, પહેલાં વિશ્વયુદ્ધમાં ખુવાર થયેલા ગરીબાના લોકોની રાહતમાં એણે આપેલો રમણીય ફાળો, તેને મળેલું શાંતિ માટેનું નોબેલ પારિતોષિક—તેના જીવનના આ સર્વ મહત્ત્વના બનાવો વિશે અનેક અંગ્રેજી પુસ્તકોને આધારે લેખકે અહીં પ્રમાણભૂત માહિતી રજૂ કરી છે નાનસેન સાહસવીર જ હતો, ગ્રીનલેન્ડ અને ઉત્તર ધ્રુવના પ્રદેશોનો પ્રવાસ ખેડવા ઉપરાંત તે પ્રદેશોની ભૌગોલિક માહિતી તથા એસ્કીમોના જીવનનો પ્રમાણભૂત પરિચય, પ્રત્યક્ષ અનુભવ ને અવલોકનને આધારે જગતને આપનાર ભૂગોળશાસ્ત્રી જ ન હતો, એ એક ભાવનાશાળી માનવતાપ્રેમી સંવેદનશીલ સજ્જન અને સંસ્કારી લેખક પણ હતો એમ, ગ્રીનલેન્ડમાં ખ્રિસ્તી સંસ્કૃતિએ ઘૂસી એસ્કીમોની મૂળ સંસ્કૃતિના કરેલા વિનાશ પર ઊંડી જઈને એણે જે દર્દભરી ચીસ નાખી છે એ, તથા પહેલા વિશ્વવિગ્રહ અને તેણે સર્જેલી પરિસ્થિતિ પર એણે જે ઉદ્ગારો કાઢ્યા છે એના આ પુસ્તકમાં આપેલા ઉતારા બતાવી આપે છે. તરુણો ને જુવાનોના હાથમાં વાર્તાઓ ને નવલકથાઓને બદલે આવાં જ પુસ્તકો મૂકવાં જોઈએ. પુસ્તકમાં ખટકે છે એક જ નાની વાત; અને તે ચરિત્રનાયકની એક પણ છબીનો અભાવ. આવાં પુસ્તકોમાં ચરિત્રવિષય વ્યક્તિવિશેષનો એક ફોટો તો અવશ્ય મૂકવો જોઈએ. બીજી આવૃત્તિમાં આ ઊણપ સમાઈ જશે એવી આશા રાખીએ.

## આપણા ગાંધીજી

[ લે. પુરાતન બુચ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય એક રૂપિયો. ]

## આપણાં કસ્તૂરબા

[ લે. પુરાતન બુચ; હંસ પ્રકાશન, અમદાવાદ; મૂલ્ય પંદર આના. ]

બેઉ લઘુપુસ્તકોના કર્તા રા. પુરાતન બુચ ગાંધીજી અને કસ્તૂરબાના નિકટના સંપર્કમાં આવી ચૂકેલા ભાવનાશાળી રાષ્ટ્રસેવક છે. આમ હોવાથી આપણા રાષ્ટ્રવિધાયક અને તેમનાં સાધ્વી પત્નીના જીવનની વાતો લખવાના એ વિશિષ્ટ રીતે અધિકારી છે. બાળકો અને પ્રૌઢ ઉંમરના અલ્પશિક્ષિતોના હાથમાં ગાંધીજી ને કસ્તૂરબાના જીવનપરિચાયક પ્રસંગો મૂકવાને ઇરાદે બેઉ પુસ્તકો લખાયાં છે અને તેથી શૈલી ને ભાષા તે વર્ગોને ગમ્ય ને રુચિકર થાય તેવાં રાખવામાં આવ્યાં છે. ચરિત્રવિષય બને વ્યક્તિઓના બાહ્યાભ્યંતર જીવન, ઘડતર, ભાવનાઓ ને જીવનકાર્યનો તેમનાં જીવનમાંથી લાક્ષણિક પ્રસંગો નિરૂપતાં જઈ સારો ખ્યાલ આપવામાં લેખક સફળ થયા છે એમ ખુશીથી કહી શકાશે.

❋

[ અનુસંધાન પૃષ્ઠ ૧૧ થી ચાલુ ]

કરવાની પ્રજાને અપીલ કરી છે તેની સાથે સહુ કોઈ સંમત થશે. શ્રી મોરારજીએ અમદાવાદમાં કહ્યું છે તેમ જરાક કોઈ વસ્તુ ન મળી, જરાક અગવડ પડી કે તરત કાળાં બજારમાં દોડયા જવાની આદત આપણે કાઢી નાખવી જોઇએ. જે વસ્તુ ન મળે તેના વિના થોડા દિવસ ચલાવી લેવું જોઈએ. થોડીક અગવડ વેઠીને પણ નફાખોર વેપારીઓને હંફાવવા જોઈએ. (દાખલા તરીકે, અત્યારે ગોળની અછતની અને એનાં કાળાં બજારની ખૂબ ચારેકોરથી સંભળાય છે, અને ૨૦-૨૫ રૂપિયાના ભાવ આપીને પણ લોકો ગોળ ખરીદી ગયા છે. ગોળ એવો પદાર્થ નથી કે જેના વિના આપણે થોડા દિવસ ચલાવી ન શકીએ.) તે ઉપરાંત, કાળાં બજાર એક હલકટ પ્રવૃત્તિ છે એ બીના આપણા વાણી-વર્તનમાં દૃષ્ટિગોચર થવી જોઇએ. સમાજ-જીવનમાં એને પ્રતિષ્ઠા ન મળવી જોઇએ. એનાં દાન-સખાવત હરામ ગણાવાં જોઇએ. મ.

**પ્રધાનોના પ્રયત્નો પ્રતીતિકર નથી.**

બીજી બાજુ, પ્રજાકીય સરકારથી 'કાળાં બજારીઆનો બહિષ્કાર કરો'. એટલું કહીને બેસી ન રહેવાય. પ્રજા જો એટલી બધી હદે જાગ્રત હોત તો આજ ૭-૭ વર્ષોથી કાળાં બજાર જામ્યાં ન હોત. સત્તાપલટાની સાથે જ રાતોરાત પ્રજામાનસનો પલટો થતો નથી. કાળા બજારીઆઓ સાથે કડક હાથે કામ લેવામાં સરકાર કશી કમીના નથી રાખતી તેની સજ્જડ પ્રતીતિ પ્રજાને એણે કરાવવી જોઇએ. મુંબઈ સરકારના માહિતી-ખાતા તરફથી છૂરીના હુમલાનો ભોગ થઈ પડનારાઓની સંખ્યા બતાવતી યાદીઓ જે નિયમિતતાથી થોડા વખત પૂર્વે બહાર પડતી હતી તે મુજબ નફાખોરોને શિરે લટકતી કાયદાની તલવારનો ભોગ એમનામાંથી રોજરોજ કેટલા થઈ રહ્યા છે તે બાબતની યાદીઓ બહાર પડવી જોઇએ.

તેલ, દીવાસળી વગેરેની તંગી અંગે અમદાવાદમાં અને બીજે કકળાટ થયો તે પછી ધીમેધીમે શ્રી ખેર કે શ્રી દિનકરરાવ દેસાઇએ નિવેદનો અને ભાષણો દ્વારા વસ્તુસ્થિતિની જે ચોખવટ કરી તેમાંથી પ્રજાના મનનું ઠીક ઠીક સમાધાન કરી શકે તેવી ઘણી હકીકત બહાર આવી છે. પણ આવી ચોખવટ પ્રજા કકળાટ કરે ત્યાર બાદ આશ્વાસનરૂપે નહિ, પરંતુ તંગીની એંધાણીઓ દેખાવા માંડે તે જ ઘડીએ ચેતવણીરૂપે કરવી જોઇએ. અલબત્ત, આમ દરેક બાબતની ચોખવટ કરવા પ્રધાનોથી બેસી શકાય નહિ એટલો મોટો કામનો બોજો એમને શિરે પડેલો છે. એ કામ જિલ્લાના અને તાલુકાના અધિકારીઓનું છે. પોતાના વર્તન દ્વારા દિન પ્રતિદિન આ અધિકારીઓએ પ્રજા સમક્ષ પ્રજાકીય સરકારનું અસ્તિત્વ વાજબી ઠરાવવાનું છે. એટલે, ફરી ફરીને પાછો મૂળ સવાલ આવીને ઊભો રહે છે કે, અમલદારી તંત્રમાં નવા પ્રાણ પુરાવા જોઈએ. નવા અમલદારો આવે ત્યાં સુધી પણ પ્રજાએ સહન કર્યા જ કરવું જોઈએ એવું નથી. ફક્ત કોંગ્રેસના જ નહિ પણ અન્ય સર્વ સહકારવાદી પક્ષોના કાર્યકર્તાઓ સાથે પ્રધાનમંડળનો સતત અને નિકટનો સંપર્ક રહેતો હોય તો તેઓ પણ પ્રજા અને પ્રધાનો વચ્ચેની એક કડી બની શકે. મ.

**ગુસ્સાને લોડતો વર્ગભેદ**

વડા પ્રધાન શ્રી ખેરે અમદાવાદની પ્રજાને મેણું માર્યું કે, આઝાદી માટે મરવા તૈયાર થનારાઓ તેલ-ગોળની તંગી પણ થોડા દિવસ સુધી ન સહી શકે! જરૂર સહી શકે. માનવીના હાથ બહારના સંજોગોથી જે મુસીબતો ઊભી થઈ હોય તે પ્રધાનો અને પ્રજાએ સાથે મળીને પાર પાડ્યે જ છૂટકો છે. દેશમાં અનાજની જે તંગી છે તે જેનાં કોઇ પણ સમજુ માણસ પરદેશથી મળેલું. મકાઈ સુદ્ધાં કોઇ પણ જાતનું અનાજ ખાવાની ના ન પાડી શકે. એ જ રીતે તેલ, ગોળ ઇત્યાદિનું બની શકે પણ પ્રથમ પ્રજાને એ પ્રતીતિ થવી જોઇએ કે તંગીનો સામનો કરવામાં રાય ને રંક સહુ સરખાં જ છે. બ્રિટનમાં આજે કોલસાની જે તંગી પડી છે તેની સામે એ આખું રાષ્ટ્ર એક જ કુટુંબનાં સંતાનોની માફક હિંમતપૂર્વક ઝઝૂમી રહ્યું છે અને મુકીજરોને સદ્ધે

દિવસે વહેંચી રહ્યું છે ખુદ બ્રિટિશ પ્રધાનમંડળની બેઠક પણ ત્યાં મીણબત્તીને અજવાળે મળે છે; જ્યારે અહીં તો કોઈ વસ્તુની ગમે તેવી આકરી તંગી હોય, પણ પૈસાદારોને એ ન મળી હોય તેવું નથી બન્યું. એટલે તંગી તો માત્ર ગરીબો માટે જ રહે છે. આવો વર્ગભેદ મુશ્કેલીઓનો સામનો કરવાનો પ્રજાનો જુસ્સો તોડી નાખે છે. એ ભેદ ઓછો કરવા માટે આપણે સહુ–સરકાર અને પ્રજા–જેટલું કરીએ તેટલું ઓછું છે. મ.

## આકરું પણ સાચું આત્મનિરીક્ષણ

ગરીબ–તવંગરો વચ્ચેના ભેદ જેમ વધુ હશે તેમ સ્વરાજ દરમિયાન પણ આપણો દેશ સુખી બની શકવાની સંભાવના એટલી થશે, એ વાત ગણિતના કોઈ નિયમ જેટલી નિશ્ચિત છે એવા ભેદ નાબૂદ કરવાને માર્ગે કોંગ્રેસી કે રાષ્ટ્રવાદી કાર્યકર્તાઓએ હજી કેટલો પથ કાપવાનો બાકી છે તે શ્રી નરહરિ પરીખે 'હરિ-..બંધુ'માં 'દલિત કોમો અને કોંગ્રેસ કાર્યકર્તાઓ' ના હેડળ લખેલા. એક નીડર લેખમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે. સત્યશોધનના રૂપમાં લખાયેલા એ લેખમાંની કેટલીય વાતો આપણા કાર્યકર્તાઓને આકરી લાગશે એમ જાણવા અને કબૂલ્યા, પછી પણ શ્રી પરીખે આ આંતર્નિરીક્ષણ જાહેરમાં અને આટલી નિખાલસતાથી કર્યું છે તે અભિનંદનીય છે.

## નારાજ કરવાની હિંમત નથી!

શહેરોનાં મિલ–કારખાનાંનાં મજૂરો, કસબાના ઉદ્યોગીઓ, હળપતિઓ, આદિવાસીઓ, વગેરે પીડિત વર્ગો હમણાં હમણાથી વારંવાર હડતાલ ઉપર ઉતરી રહ્યા છે અને ઉદ્યોગપતિઓ, જમીનદારો અને શાહુકારોની સામે થવા મંડ્યા છે તેનો ઉલ્લેખ કરીને શ્રી નરહરિભાઈ લખે છે કે—

'આવી હડતાલો તથા ચળવળોનું, સાંભળીએ છીએ ત્યારે તેના ન્યાયાન્યાયનો વિચાર કરવાને બદલે આ તો કિસાન સભાવાળાઓની અથવા કામ્યુનિસ્ટોની ઉશ્કેરણી છે એમ કહીને આપણે એ લોકોની રીતો ઉપર ટીકા કરવા બેસીએ છીએ.'

પોતાને કોંગ્રેસી ગણાવનારાઓ આમપ્રજાના શોષણના મૂંગા સાક્ષી અથવા તેના ભાગીદાર સુદ્ધાં બનતા હોય છે તે સ્પષ્ટ કરીને પછી તેઓ ઉમેરે છે કે–

'કોંગ્રેસે તો હમેશાં છેક નીચલા થરના ગરીબ, દલિત, પીડિત વર્ગને પડખે ઊભા રહેવાનું પોતાનું ધ્યેય રાખ્યું છે. પણ એમનાં દુઃખો દૂર કરવા જતાં, એમના પ્રત્યે ચાલતો અન્યાય નાબૂદ કરવા જતાં જેમનાં સ્થાપિત હિતોમાં અંતરાય આવે છે તેમને તથા પોતાની વચ્ચે જ રહેલા કાળાબજારિયાઓને તથા વિવિધ પ્રકારે સમાજનો દ્રોહ કરનારાઓને નારાજ કરવાની કોંગ્રેસ કાર્યકર્તાઓની હિંમત ન ચાલે તો જાગ્રત અથવા અર્ધજાગ્રત થયેલો ગરીબ અને મહેનતમજૂરી પર જીવનારો વર્ગ બીજા તોફાની પક્ષોના હાથમાં જાય એની સામે ફરિયાદ આપણે કયા હકથી કરી શકીએ? ચર્ચિલે યુદ્ધ દરમિયાન ગમે તેટલી સમર્થ નેતાગીરી બજાવી છતાં તે નવી જાગૃતિને તોડનારાનો જ વકીલ થઈ રહ્યો. તો તેને જેમ ઊખડી જવું પડ્યું, તેમ પોતાને કોંગ્રેસના કાર્યકર્તાઓ કહેવડાવનારા આપણે હિંદુસ્તાનના કન્ઝરવેટિવ પક્ષ જેવા બની જઈશું તો આપણી પ્રતિષ્ઠા ટકી શકવાની નથી, એ આપણે નક્કી સમજી લેવું જોઈએ.' મ.

## કોંગ્રેસ' આપ્રી જશે કોન્ઝરવેટીવ પક્ષ

પાછલાં વર્ષો દરમિયાન કોમ્યુનિસ્ટોએ રાષ્ટ્રના ઇતિહાસમાં કશુંકિત પાડ ભજવ્યો છે ખરો, પરંતુ 'ખેડે તેની જમીન' એ સૂત્રની સચ્ચાઈને તેથી કોઈ અસર પહોંચતી નથી. રાષ્ટ્રની તાકાત કિસાનો અને મજદૂરોની આબાદીને નામે લડાઈ છે, અને જિતાઈ રહી છે, તેથી કન્ઝર્વેટિવ પક્ષની કોઈ હિંદી આવૃત્તિ ઊભી થાય તો પણ કિસાનો અને મજદૂરોનું સ્વરાજ રચાતું એ અટકાવી નહિ શકે. એ ભાવિમાં

કોઈથી કંઈ ફેરફાર થઈ શકે તેમ નથી. આપણા હાથમાં પસંદગી આટલી જ છે કે, એવા કિસાન-મજૂર-રાજની સ્થાપના કરવાનો જશ આજ સુધી આઝાદીનો જંગ લડેલી કોંગ્રેસ મેળવશે કે એને કોમ્યુનિસ્ટો જેવા મેલા પક્ષોને હાથ જવા દેશે? શ્રી અચ્યુત પટવર્ધન જેવા હાડોહાડ કોમ્યુનિસ્ટ-વિરોધીએ પણ એક નિવેદનમાં કહ્યું છે તેમ—

'કોમ્યુનિસ્ટો ખોટી અને ટૂંકી દૃષ્ટિવાળી નીતિને અનુસરી રહ્યા છે અને કામદારોની એકતામાં રુકાવટો નાખી રહ્યા છે. પણ કોમ્યુનિસ્ટોનો ભય ટાળવા માટે નાગરિક સ્વાતંત્ર્ય પર કાપ મૂકવો તેમાં દીર્ઘદૃષ્ટિનો અભાવ છે. કોમ્યુનિસ્ટો સામે આપણે બરાબર મેદાને ઊતરવું જોઈએ, અને માત્ર બંધૂકો કે જેલથી, નહિ પણ ચઢિયાતા સંગઠનથી એમને હંફાવવા જોઈએ.'

મ.

## છો ચાલ્યા જતા એવા શિક્ષકો

અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ અંગે દર મહિને કોઈ હર્ષના તો કોઈ ખેદના સમાચારો આવતા રહે છે. શિક્ષકો તૈયાર કરવા માટેની અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાંના હરિજન વિદ્યાર્થીઓ સા[illegible] એમની જમવાની ના પાડનાર સવર્ણ કહેવાતી કોમના મોટા ભાગના વિદ્યાર્થીઓ સરકારી હુકમને કારણે કૉલેજ[illegible] છોડીને જતા રહ્યા છે તે ઘણા આનંદની બાબત છે, [illegible] એ રીતે આ બાબતમાં અડગ રહેનાર સરકારને [illegible] ધન્યવાદી ઘટે છે. વિદ્યાર્થીઓની પૂરતી સંખ્યા[illegible] નાવે એ કૉલેજ બંધ કરવી પડે તો ભલે, પણ આવો કોમભાવ ત્યાં એક પળ વાર માટે પણ ન ચાખી લઈ શકાય. પરંતુ જેઓ ચાલ્યા ગયા છે તે[illegible], અથવા તેમના જ ભાઈઓ, ટૂંક સમયમાં સામે ચાલીને આ કૉલેજમાં જ પાછા ફરશે એમાં શક નથી. ચાલ્યા જનારાઓએ તો સમાજ ઉપર એક મોટો ઉપકાર કર્યો છે, કારણકે આજે ૧૯૪૭ના વર્ષમાં પણ જે માણસ ચઢ તે કોમના પોતાના સાથીદાર સાથે બેસીને જમી પણ ન શકે તેના હાથમાં સમાજ પોતાનાં બાળકોનાં બુદ્ધિ-ચારિત્ર્યનું ઘાતર કેમ સોંપી શકે!

## મંદિરપ્રવેશની પેલછા

ખેદજનક સમાચાર એ છે કે વિઠોબાના એક મંદિરને હરિજનો માટે ખુલ્લું મુકાવવા માટે મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ કાર્યકર સાને ગુરુજી એ મંદિરને બારણે આમરણાંત ઉપવાસ આદરવાના છે. અફસોસની વાત છે કે જ્યારે મંદિર-ત્યાગની હિલચાલ ઉપાડવા જેટલો સડો મોટા ભાગનાં મંદિરોમાં પેસી ગયો છે (છેલ્લા સમાચાર મુજબ કાઠિયાવાડનાં કેટલાંક મંદિરોમાં કાળાબજારિયા પ્રભુભક્તોએ ગોળ વગેરે માલના મોટા જથ્થા છુપાવ્યા છે) ત્યારે કોણ જાણે શા કારણથી સમજુ લોકો પણ આવી અહિતકારી પ્રવૃત્તિઓ પાછળ *શક્તિનો વ્યય કરી રહ્યા છે.*

એ મંદિરોમાં જવાની ફુરસદ હરિજનોને મળી શકે તે પહેલાં એમના પેટનો ખાડો પૂરવાની જરૂર છે, એમનાં ઉઘાડાં અંગ ઢાંકવાની જરૂર છે: જાહેર કૂવાઓ, દવાખાનાં, રૅશનની દુકાનો, નિશાળો, રમત-ગમતના સ્થળો, હોટેલો અને સરકારી કચેરીઓમાં એમને માનભર્યો પ્રવેશ મેળવી આપવાની જરૂર છે. જેમને મંદિર-પ્રવેશનું આટલું બધું ઘેલું લાગ્યું છે તેઓ પોતાની થોડીકેય શક્તિ આ દિશામાં વાળશે તો અસ્પૃશ્યતાનિવારણ ઘણું વહેલું થઈ જશે. બાકી તો ખુદ હરિજનોએ જ કોઈ પ્રકારના 'સેવકો' ઉપર આધાર ન રાખતાં કોંગ્રેસ સરકારોએ કાયદા ઘડીને એમને જે અધિકારો આપ્યા છે તે ભોગવવા માટે આપબળ ઉપર જ આધાર રાખવો જોઈએ અને તેમ કરવા જતાં થોડાં માથાં ફૂટે તો પણ પાછા ન હઠવું જોઈએ. આભડછેટમાં માનનારાઓની છાતી કેટલી મજબૂત છે તેનું પારખું તો પછી પાંચ દિવસમાં જ થઈ જશે.

મ.

## ઇજારો જાય છે

૧ લી એપ્રિલથી ન્યૂઝપ્રિન્ટ ઉપરના અંકુશો ઘણા હળવા કરીને સરકારે જે ડહાપણભર્યું પગલું ભર્યું છે તેની પ્રશંસા બધી બાજુથી યોગ્ય રીતે જ *થઈ રહી છે. થોડા મહિનાઓ પર બ્રિટનના ૭ પૉં* ઉપરથી પણ કાગળને લગતા ઘણા અંકુશો ઉઠાવી લેવાયા અને દરેક અખબારને પોતાની ગ્રાહક-વાચક સંખ્યામાં શક્ય તેટલો વધારો કરવાની સગવડ અપાઈ ત્યારે એવું જ પગલું આપણી સરકારે પણ ભરવું જોઈએ એમ ઘણાને લાગ્યું હતું. હજી આજે પણ કાંઈ મોડું નથી થઈ ગયું.

ન્યુઝપ્રિન્ટ ઉપર છપાતાં દૈનિકો–અઠવાડિકો–માસિકો શરૂ કરવા માટે હવે સરકારી પરવાનગીની જરૂર નહિ રહે તેથી અંગ્રેજી તેમજ પ્રાંતીય ભાષાઓમા અનેક અવનવાં વર્તમાનપત્રો ને સામયિકો આવતા માસથી જ શરૂ થશે એવું સહેજે કહી શકાય. થોડા વખત પહેલાં છાપામાં સમાચાર આવેલ કે નવાં વર્તમાનપત્રો શરૂ કરવા માટેની ૨૦,૦૦૦ અરજીઓ હિંદી સરકાર પાસે આવીને પડી છે એમાથી અતિશયોક્તિનો અંશ બાદ કરીએ તો પણ આપણી ભાષાને ફાળે પણ ઠીક ઠીક સખ્યામાં નવા અખબારો આવશે એમ માની શકાય. લડાઈનાં વર્ષો દરમિયાન ચાલેલી કવોટા–પદ્ધતિને પરિણામે મોટા ભાગનાં અખબારો છાપાંની બજારમાં એક જાતનો ઇજારો ભોગવતાં હતાં. હરીફાઈનું તત્વ હવે આપણાં છાપાંમાં ફરી પ્રવેશે છે તેથી કુદરતી રીતે જ અખબારો–સામયિકોએ વધુ સત્વશીલ બનવાની કાળજી રાખવી પડશે; જાહેરખબરોથી રોકાતા પાનામા વધુ સમાચારો અને વધુ વાચન આપવુ પડશે; વાચકોના સ્વાદની વધુ ખેવના કરવી પડશે. જુનાં અને નવાં શરૂ થનારા અખબારોએ આ રીતે અગાઉના કરતાં વધુ પરિશ્રમ લેવો પડશે.


અનેક રોગની એકજ દવા

જીવનધારા

કોલેરા, સંગ્રહણી શરદી, બદનનો દુખાવો, પાણીવિકાર, સંધિવા, અશક્તિ, સોજા, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત દાઢમા કળતર, પેટ પેડુનો દુખાવો, અમુંઝણ, ઝેરી ડંખ, મોઢાની દુર્ગંધી, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું, તથા અનેક જાતના દરદોમાં તેમજ રેલ્વે, સ્ટીમર વા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમૂલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂા ૧ાા, વચલી બાટલી રૂા.૧ા અને નાની બાટલી રૂા ાા= ટ. ખ જુદું.

દરેક ઠેકાણે વેચાય છે

રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક "જીનસ" નં. ૩૦૨

જે. એન. શેઠના–નડિયાદ

સ્ટોકીસ્ટ: કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મ ગળદાસ રેડ, મુંબઈ.–૨



Climb the Beauty Pinacle

ALLWYNS LTD.

સૌંદર્યતાના શિખરે
પહોંચવું ને તમારું
ધ્યેય હોય તો એ
આ
અને
ગોલ્ડન
ડ્રેસરના ફેસ પાવડર

Allwyns PRODUCTS
ALLWYNS LTD. BOMBAY 4.






— વાર્ષિક લવાજમ —

દેશમાં રૂ. ૭-૦-૦ : આ અંકની છૂટક નકલ-દોઢ રૂપિયો : પરદેશમાં રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ, : મુંબઈ-૨.

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી તારાચંદ માણેકચંદ રવાણી; ૨૬ શ્રીમાળી સોસાયટી : અમદાવાદ.
મુદ્રક : હરિલાલ મગનલાલ ભટ્ટ : ભારતી મુદ્રણાલય : ઢાળની પોળ : ચાર રસ્તા; ખાડિયા; અમદાવાદ
વિજ્ઞાપના વ્યવસ્થાપકઃ સાયન્ટિફિક પબ્લિસિટી કું. મોડલ ટૉકીઝ સામે, અમદાવાદ; મહેતા બિલ્ડિંગ, મિરાજ સ્ટોર, ફોર્ટ, મુંબઈ

# સંપાદકનું નિવેદન

ઈશ્વરલાલ મોહનલાલ દવે

બે વર્ષ પૂર્વેનો એક દિવસ યાદ આવે છે. અમદાવાદથી બોટાદ જતી ટ્રેનના એક ડબ્બામાં હું અને મેઘાણીભાઈ બેઠા હતા. 'ઊર્મિ'ને વધુ સમૃદ્ધ કરવા માટે મેઘાણીભાઈને હું વિનતી કરતો હતો અને 'ઊર્મિ'ને એક સમર્થ માસિક બનાવવાની મારી કલ્પના, ભાવના અને દૃષ્ટિ એમની સમક્ષ મૂકતો હતો. અને પછી બધી ચર્ચાને અંતે એમણે જે સ્નેહ ને મમતાથી આ કાર્ય સ્વીકારેલું તે કદી ભૂલાય તેવું નથી. તે દિવસથી માંડીને અવસાનના છેલ્લા દિવસ સુધી એમણે એકધારી 'ઊર્મિ'ના વિકાસની ચિંતા કરી હતી.

નવી જવાબદારી લેતા એઓ અચકાતા અને જો એકવાર એઓ સ્વીકારતા તો ગમે તે ભોગે એ ચાલુ રાખવી એ એમનો સ્વભાવ હતો. 'ઊર્મિ'માં ખૂબ આગ્રહને અંતે એમણે 'કાળચક્ર' નામની ચાલુ વાર્તા શરૂ કરેલી, વચ્ચે કેટલીકવાર એમને આનો ભાર લાગતો પણ માંદગી વચ્ચેય એમણે એક હપ્તો લખવો છોડેલો નહિ.

આજે 'ઊર્મિ' માટે એમણે લીધેલો અથાક પરિશ્રમ યાદ આવે છે. આ બે વર્ષમાં એમણે 'ઊર્મિ'ની કાયા પલટી નાખી. એઓ વારંવાર કહેતા 'ઓછામાં ઓછી પાંચ હજારે ગ્રાહક સંખ્યા આપણે પહોંચાડી દેવી જોઈએ.' એ સંખ્યાને અમે પહોંચીએ તે પહેલા તો એઓ ચાલ્યા ગયા.

માન્યામાં જ નથી આવતું કે મેઘાણીભાઈ અમને છોડીને ગયા. હજી ગઈ કાલે જ જાણે અમે નર્મદા કાંઠે ઊભા ઊભા વાતો કરીએ છીએ, નર્મદાના પ્રવાહમાં હોડી લઈને ખોબલે ખોબલે નર્મદાના મીઠા જલ પીતા કબીર વડે જઈએ છીએ, હજુ તો એમણે ઘણું લખવાનું રહ્યું હતું. તાજેતરમાં એમણે કરેલી એરોપ્લેનની મુંબઈથી દિલ્હી ને દિલ્હીથી અમદાવાદ સુધીની ઝડપી મુસાફરીએ એમના મન ઉપર પ્રસન્નતાની ઊંડી અસર કરી હતી. એનું પ્રવાસવર્ણન એપ્રિલના અંક માટે લખવાના હતા, જેઉને તરત ચાલુ વાર્તાનો હપ્તો મોકલી આપીશ એવી ધરપત દેતા હતા. લોકો સમક્ષ વિધવિધ રીતે સાહિત્ય મૂકાવું જોઈએ, એવી એઓ નવી યોજના વિચારતા હતા. લોકો પાસે પ્રેમ-શૌર્ય અને ધર્મને પ્રબોધતી વાર્તાઓની ટૂંકી પુસ્તિકાઓ સરલ ભાષામાં સસ્તા દરે જો મૂકી શકીએ તો વિશાળ જનસમુદાય પણ શિષ્ટ સાહિત્યનો રસાસ્વાદ લઈ શકે...પણ આવી આવી બધી વાતો ને યોજનાઓ તો મનની મનમાં રહી અને મેઘાણીભાઈ આદર્શો અધૂરા મૂકીને ચાલ્યા ગયા. જીવન આટલું બધું ક્ષણભંગુર હોય છે તેનું આ પૂર્વે આવું સ્પષ્ટ દર્શન થએલું નહિ. આ પ્રસંગનું દુઃખ અને વેદના વર્ણવ્યા જાય તેવા નથી. અલમ્.

* * *

આ અંકના સંપાદન વખતે એક દૃષ્ટિને નજર સામે રાખેલી કે મેઘાણીભાઈ અંગે બીજા પત્રોમાં પણ જે આવેલું હોય તેમાંથી પાનાની મર્યાદા સાચવીને લેવા યોગ્ય સામગ્રી બને તેટલી સંગ્રહી લેવી. એ રીતે 'પ્રવાસી', 'ફૂલછાબ' અને બીજા પત્રોમાંથી કેટલુંક લીધું છે, એના સંચાલકોના અમે આ માટે આભારી છીએ.

અમે આમંત્રણ આપેલ લેખકો પૈકીમાંથી પણ કેટલાકના લખાણો છેલ્લી ઘડીએ આવ્યા તે કારણે કાં પાનાની મર્યાદાને લીધે રાખી લેવા પડ્યા છે. એઓ અમને દરગુજર કરશે અને એને આવતા અંકે લેવાનો અમે પ્રબંધ કર્યો છે.



टेलिफोन : ४०४०७
Telephone 40407

वल्लभभाई पटेल
VALLABHBHAI PATEL

१, औरंगजेब रोड
नई देहली

1, Aurangzeb Road
NEW DELHI

સ્વ૦ ભાઈ ઝવેરચંદ મેઘાણી ભારતની સ્વતંત્રતાના યુદ્ધના સૈનિકોમાંના એક અગ્રગણ્ય સૈનિક હતા. એમની વાણીમાં વિરતા ભરેલી હતી ગુજરાતી સાહિત્યમાં એમણે નોંધવાલાયક ભાગ ભજવ્યો હતો. એ સાહિત્ય એમને અમર કરી રહેશે. એમના અચાનક ચાલી જવાથી ગુજરાતને ભારે ખોટ પડી છે તે સ્હેજે પુરાય તેમ નથી માત્ર સંતોષની વાત એટલી જ છે કે જે સ્વતંત્રતાને માટે એ જીંદગીભર લડ્યા હતા તે અચુક આવી રહેલી જાણીને ગયા ઈશ્વર એમના આત્માને શાંતિ આપો.

વલ્લભભાઈ પટેલ

# કોણ કોને દિલાસો દેશે ?

**[ શ્રી ઝવેરચંદ મેઘાણીના અણધાર્યા મૃત્યુ પછી એમના કુટુંબ ઉપર આવેલા આશ્વાસનના પત્રોમાંથી કેટલાકના થોડાં થોડાં વાકયો અહીં આપ્યાં છે ]**

'કોઈ દિવસ આવો કાગળ લખવો પડશે તે જાણ્યું ન હતું ઇશ્વરે ફરજ પાડી. મૃત્યુ એમને આપણી વચ્ચેથી ખેંચી ગયું, પણ આવા વીર પુરુષો કોઈ મરણ પામતા નથી. એ તો અમર છે. આખી ગુજરાતે અણમૂલ રત્ન ગુમાવ્યું છે અને આવડું મોટું દુઃખ આપણે મનુષ્યો જ સહન કરી શકીએ છીએ....આવા વીર પુરુષ, મહાન લોક-સાહિત્યના યોદ્ધા, તેની પાછળ કાયરનાં આંસુ ન હોય. એને ગમતી અંજલિ આપવી જોઈએ. આપણે તેના ખરા હિતેચ્છુ હોઇએ તો એમને કોઈ દિવસ કોઇ રડે તે પસંદ નહોતું. એમણે બધાને હસાવ્યા છે, રડાવ્યા નથી. તેથી અમે મહાન ઇશ્વરને ખૂબ શ્રદ્ધાથી પ્રાર્થના કરી કે ઇશ્વર, અમારું ગુજરાતનું રત્ન તેં ચોરી લીધું છે તો તેનું ખૂબ જતન કરજે અને કોટિ કોટિ કલ્યાણ કરજે. અહીં જેમ પુજાતા'તા તેમ તેની પૂજા કરજે.'

**—કમળાબહેન શુકલ**

*

'એમની સાથેના અનેક પરિચયોનાં સંસ્મરણો કે એમના પુરુષાર્થની અનેકગણી ખોટપ બતાવવાનું આ સ્થાન નથી. પણ તમને થતા દુઃખનો સમભાગી થવા આ લખી જવાય છે. તમને આશ્વાસન આપતાં જ રડી જવાય, ત્યાં શું લખું ?....સૌ ભેગાં બેસી રડયા વિના એમને અને એમનાં કાર્યોને તેમ જ સંકલ્પોને સ્મરીને તર્પણ કરજો. રડીને એના આત્માને દુઃખી ન કરશો. એ તો કોમળતાની જ મૂર્તિરૂપ હતા. તમારું—સ્વજનોનું કે બાળકોનું—રડવું એ કયાંયે ય સહી ન શકે. માટે જ ખામોશ રાખી મનોબળ કેળવજો.'

**—અંબાશંકર ભટ્ટ**

*

'....ગુજરાતનું આ અમૂલું રત્ન અકાળે ઝૂંટવી લેવાનું દૈવને શાથી ગમ્યું હશે ? ....તેમની ખોટ તો આખા ગુજરાતને સાલવાની છે. શ્રી. મેઘાણી એ તો ગુજરાતની મૂડી હતા. એમના વિયોગે ગુજરાતને ગમગીન બનાવી મૂકયું છે એમની ખોટ કોણ પૂરશે?'

**—રવિશંકર વ્યાસ**

*

'છોકરાં નિશાળેથી આ શું ખબર લાવ્યાં ? આવી દારુણ બીના શે માની જાય ? મહાદેવભાઇની ખબર આવી તે સાંજે અનુભવ્યો હતો તેવો આંચકો અનુભવું છું. મગજ બહેર મારી જાય છે.

'આટઆટલાં અસંખ્ય આત્મીયોને અને મિત્રોને, તમને સૌને મેલીને—એમના જીવનકાર્યને અધૂરે સંકેલીને—આમ કેમ ચાલી નીકળે ? ઇશ્વરને આ શું સૂઝયું ? દુનિ-

થાભરમાં એકેએક ગુજરાતી કુટુંબ આ સાંભળીને આંચકો અનુભવશે ને રડશે. ગુજરાત ખરેખર રાંકડી, રતન એને રહ્યું નહિ

'કયા શબ્દોમાં તમને સાન્ત્વન આપું, કે મારો શોક અને અંગતહાનિની લાગણી વ્યક્ત કરું તે મને સૂઝતું નથી.' —સ્વામી આનંદ

*

'મારો એમની સાથેનો સંબંધ ત્રણ વરસનો ટૂંકો જ છે. પરંતુ વર્ષો જૂનો હોય તેટલો ગાઢ અને મીઠો હતો. મારા લેખનમાં એમણે પુત્રના લેખનમાં રસ લે તેટલો લીધો છે એટલું હેત મેં પણ અનુભવ્યું છે....હું જ આશ્વાસન શોધું છું ત્યાં તમને કયે મોઢે આશ્વાસનના શબ્દો લખું?' —ઈશ્વર પેટલીકર

*

'શું લખું?

'હૃદય રડી રહ્યું છે. આમ અચાનક આપણી વચ્ચેથી એ ચાલ્યા જશે એની કોણે કલ્પના કરી હશે?.... લગભગ વીશ વર્ષ પહેલાં મારા પિતાના અવસાન પછી કોઈને માટે આવું તીવ્ર દુઃખ લાગ્યું નથી. એમની સુજનતાની યાદ હૃદયને હીબકાવ્યા જ કરે છે.... આટલા બધા માણસોના હૃદયમાં મૈત્રીની, લાગણીની ચિરંજીવ સુવાસ મૂકનાર સ્નેહમૂર્તિને આમ અચાનક ખંડિત કરનાર મૃત્યુને શું કહેવું?

'કાલે જ, શનિવારે બોટાદથી લખેલો એમનો પત્ર મળ્યો. એ જ સ્નેહ છે; એ જ મીઠાશ છે જોઉં છું ને રડું છું.' —દિલીપ કોઠારી

*

'મેઘાણીભાઈ જઈ જ કેમ શકે?....મેઘાણીભાઈ જેમ હજારોના તેમ મારા પણ વહાલસોયા ભાઈ હતા. એમની સાથેનો મારો વર્ષોનો સંબંધ એકધારી મધુરપથી મીઠો બન્યો હતો. એમની દાનાઈ, મનમીઠપ, રખાવટ, ખાનદાની અને વાત્સલ્ય, આ નુગરા સમયમાં, કેટલાં બધાં વિરલ છે? મેઘાણીભાઈ જતાં મારી તો જાણે પાંખ કપાઈ ગઈ હોય એવો હું થઇ ગયો છું. કાળી રાત્રે ય કામ આવી શકે તેવો મારો તો ભાઈ ગયો!' —મનઃસુખલાલ ઝવેરી

*

'ગઈ કાલે સાંજે શ્રી. મણીભાઈએ આઘાત કરનારા સમાચાર મોકલ્યા. પહેલાં હું માની શકયો નહિ. ખાત્રી કરવા તેમને ઘેર ગયો, અને વાત સાચી ઠરી છતાં કોઇ તેને ખોટી ઠરાવે તેવી મનીષા રહ્યા કરી. રાત આખી તેમના વિચારો આવ્યા. મનને હળવું કરવા સવારે તાર કર્યો છે. પણ તમને હું - શું આશ્વાસન આપી શકું? એવો સજ્જન, એવો મિત્ર, અરે એવો માનવી સૌરાષ્ટ્રને ફરી સાંપડવો મુશ્કેલ છે. મારો તો




સગો ભાઈ ગયો હોય એવું લાગે છે....એમને યોગ્ય શાંતિ અને ગંભીરતા જાળવજો. પ્રભુ પોતાના ભક્તોને છોડી નહિ દે. દુનિયા એમને સમજવા જેવી સ્થિતિમાં આવી ત્યારે એણે અમરપંથ લીધો. પચીશ વર્ષ વધુ કહાડ્યાં હોત તો ગુજરાતના એ ટાગોર હતા. જીવનભર ઝૂઝતા એ આત્માએ શાંતિ માટે કદી 'વલખું' ન મારતાં ધપાવ્યે રાખ્યું, અને છેવટ ઈશ્વરી શાંતિ લઈ લીધી.'

—રવિશંકર રાવળ

*

'....સગા ભાઈના મૃત્યુ જેટલો શોક થયો....લોકસાહિત્ય જાણે રાંડી પડ્યું.... કવિ–લેખકો આવશે અને જશે, પણ મેઘાણીભાઈ થવાના છે? મેઘાણી તો એક જ.... મેઘાણીભાઈની સાહિત્યવસંત હવે જ એર મહેકતી હતી. પણ પેલા કાવ્યની જેમ—He is gone when our need was the sorest. જ્યારે એમની પૂરી જરૂર હતી ત્યારે જ એ ગયા.'

—દેશળજી પરમાર

*

'એમનો વારસો લેવાની ગુજરાતભરમાં કોઈની શક્તિ નથી. ભારે થઈ છે. વિચાર કરતાં મતિ મૂંઝાઈ જાય તેવું છે. તમે સૌ તો કૈંક સ્વપ્નાં હજી સેવી રહ્યાં હતાં પણ ઈશ્વરેચ્છા એ કોઈ જબરજસ્ત નિર્માણની વસ્તુ જણાય છે....આવે પ્રસંગે વધુ તો હું પણ શું લખું? મને અપંગતા આવી ગઈ હોય તેવું જણાય છે.'

—ગૌરીશંકર જોશી

*

'કવિઓ કરતાં કવિતા વધુ દુઃખી થઈ હશે. કવિનું આશ્વાસન કવિતા હશે. ત્યારે કવિતાને આશ્વાસન કોણ આપશે?'

—હરિલાલ ઉપાધ્યાય

*

'એમનું દેહચિત્ર અને એમના ધીમા, દર્દભર્યા અવાજના ભણકાર મન આગળથી ખસતા જ નથી.'

'એમના જવાથી શી ખોટ પડી છે તે આજે નહિ એટલી ભવિષ્યમાં સમજાવાની છે. સ્વજનો ને સ્નેહીઓના અંતરમાં પડેલા ઘા કાળ એના અદૃષ્ટ મલમથી રૂઝાવશે તે દહાડે પણ દેશની એ ખોટ તો અણપૂરી જ રહેવાની છે.'

—બચુભાઇ રાવત

*

'સોમવારે બપોરે આકાશમાંથી વજ્ર પડ્યું હોય તેવા ભાઈના દેહ પડવાના સમાચારે મને વ્યગ્ર કરી મૂક્યો. હજી એ મારી આંખ પાસેથી ખસતા નથી. શા સારુ એમણે ગયા જ વર્ષમાં આટલો બધો પ્રેમ વધાર્યો અને મને દુઃખી કરી મૂક્યો એ હું વિચારું છું ને આશ્ચર્ય થાય છે!





'મારી પાસે જે સાહિત્યધન હતું તે હજી તો વારસામાં મારે એમને ઘણું આપી દેવાનું હતું અને એ વધારે જીવશે અને મારા દિવસો ભરાઇ ચૂકયા માનીને હું ઋણમુક્ત થવા ધારતો હતો એવામાં આ ભુરકો પડ્યો છે.

'મારી બ્હેનને એ ગીતો લઈ જવાનો વાયદો કરી ગયા છે. મને જૈનમંદિરો નિરાંતે ફરી જોવાનું કહી ગયા છે. ભૂગર્ભ રહેલા બે રાજદ્વારી મિત્રોની મારી સાથે વાતો સાંભળવાનું એણે વચન આપ્યું છે અને કાઠિયાવાડની જેમ વાઘેલાઓના ગુજરાતના વંશજોની વાતો ખીલાવીને એમની પાસે લખાવવાની મેં આશાઓ સેવી છે. હવે એ ક્યાં મળવાના?

'મારે ઇશ્વરકૃપાએ સાહિત્યના ક્ષેત્રમાં ઘણા મિત્રો છે. પણ એના જેવો જ્વલંત, જીવંત, વીર અને બુલંદ—સાચા હૃદયનો અને સમર્થ તો કોઇ નથી

'ગુર્જરી એના જવાથી રાંક બની ગઇ છે અને સભાગૃહો સૂનાં પડયાં છે.'

—હરિપ્રસાદ વ્ર દેસાઈ

*

'ડો મેઘાણી પછી શ્રી ઝવેરચંદ મેઘાણી પણ આટલા જલદી અને અણધારી રીતે ઊપડી જશે એવી કોણે કલ્પના કરી હોય? એમનું મરણ ગુજરાતી સમાજને ન પૂરાય એવી ખોટ છે. કવિઓ, લેખકો વાર્તાકારો તો ઘણાયે પાકશે, પણ શ્રી. મેઘાણી જેવા સહૃદય અને સંસ્કારી કવિ-લેખક-વાર્તાકાર વિરલ જ રહેશે. 'ઊર્મિ'માં આવતી એમની નોંધો અને નિઃસંકોચ ટીકાઓ બહુ આદરપૂર્વક વાંચતો.

'એમનાં કાવ્યો તો કાનમાં, જેટલીવાર સાંભળીએ તેટલીવાર, પહેલીવાર સાંભળીએ તેવાં જ મીઠાં અને ફરીવાર સાંભળવા જેવા લાગે છે. એમનો ઘેરો બુલંદ અવાજ વર્ષો પહેલા સાંભળ્યો હતો, પણ આજે યે ભુલાય નહીં એવો કાન પર ચોંટેલો છે.

'એમના જેવા 'કાળચક્ર'ના અચાનક અને પહેલા ફેરામાં જ પીસાઈ જાય, અને મારા જેવા એની સતત ચાલતી ઘંટીમાં યે દળાય નહીં એ પણ એક વિચિત્રતા જ છે ને? એક બાજુથી એમના જવાનો ખેદ થાય છે, બીજી બાજુથી અદેખાઈ આવે છે.'

—કિશોરલાલ મશરૂવાલા

*

'એમની વહાલભરી હસતી આંખો આજે ય મારા સામું હસી રહી છે. ગુજરાત ઉપર એમનો ઉપકાર ઓછો નથી. એમની ભારવાહિની કવિતા અને વીરરસથી ઊભરાતી વાર્તાઓએ ગુજરાતી ભાષામાં કાંઈ અનેરું તેજ આણ્યું છે.

'મેઘાણી' અટક તો ઘણાની યે હશે, પરન્તુ મેઘાણી નામ ઉચ્ચારતાં એક જ 'મેઘાણી', જ્યાં જ્યાં ગુજરાતી વસે છે તેમના ખ્યાલમાં આવે છે, તે મેઘાણી શરીરથી આજે આપણી વચ્ચેથી ગયા.

'અડાસ અને કરાડીના વીરત્વની મોતીભાઈ વિપ્ર પાસેથી વાતો સાંભળવા ભાઈ મેઘાણી ભરૂચ આવીને ત્રણ ચાર દિવસ રહેવાના હતા. અને એ વાતો એમની લાક્ષણિક શૈલીમાં ઉતારીને ગુજરાતનું વીરત્વ જગત આગળ મૂકવાના હતા. ભવિષ્યમાં અડાસ અને કરાડીની કથાઓ લખાશે, પરન્તુ ઝવેરચંદભાઈની ભાષામાં કોઈ ઉતારી શકશે ખરું ?

—ચંદુલાલ મ. દેસાઇ

*

'મેઘાણીભાઈનું અવસાન ! મન માની શકતું નહિ માંદગી તો નાની મોટી એમને ઘણા દિવસોથી ચાલતી હતી, પણ અમારા, ગુજરાતના સાહિત્યકારોના, અને આખી જનતાના મનમાં એ એટલા બધા જીવતા હતા કે તેમનું અવસાન માન્યું ન જાય....સાહિત્યમાં બહુ થોડા સાહિત્યકારો વિરોધી અભિપ્રાયવાળા તરફ આદર કે મીઠાશ રાખી શકે છે. એ ગુણ મેઘાણીભાઇના હૃદયમાં છલોછલ ભર્યો હતો. તેમની સાથે તીવ્રમાં તીવ્ર મતભેદ ધરાવનારાઓ, અને મતભેદને બહુ તીક્ષ્ણ રીતે પ્રગટ કરનારાઓને પણ તેમની મીઠાશે, તેમની નમ્રતાએ જીતી લીધા હતા. બધાના એ માનીતા હતા ઘણાના એ લાડીલા હતા. તેમની શૈલી દહાડે દહાડે નવા પ્રદેશો અને નવાં શિખરોને સર કરતી જતી હતી. અને વડોદરામાં એમના પુસ્તકનું બહુમાન થયું એ બધા સાહિત્યકારોનો ઉત્સવ હતો. તેમની પ્રગતિકારક પ્રતિભા ઉપર વધારે સારાં ફળ ઊતરે એવી અપેક્ષા થતી હતી ત્યારે જ એમણે જીવનની બાજી સંકેલી લીધી, એ આખા ગુજરાતને મોટી ખોટ ગઈ છે.

'અત્યારે તો એમની ખોટ પુરાય તેવું દેખાતું નથી.'

—રામનારાયણ વિ. પાઠક

*

'હું હમેશાં તેમને તાણયત જાળવવા કહેતો અને છેલ્લી મુલાકાત પહેલાંની મુલાકાતમાં મેં એમને સમુદ્રપારના પ્રવાસે જવા આગ્રહ કરેલ. તે વિચાર તેમને ગમ્યો હતો પણ ગરીબ હિંદના ગરીબ રાષ્ટ્રકવિને એવો જોગ ક્યાંથી સાંપડે ?.... હું 'ફૂલછાબ'માં હતો તે દરમિયાન એ મહાન પુરુષે મારું સ્વમાન ન ઘવાય તેની કાળજી રાખી હતી. "ડુંગરા દૂરથી રળિયામણા" એ કહેવત એમણે ખોટી પાડી હતી. જેમ નજીક જઈએ તેમ તેમનું રળિયામણાપણું વધતું જતું હતું. આઘેથી જાણેલી મહત્તા પાસે જતાં હજારોગણી જણાતી હતી એમણે કોઈની સેવા ન લીધી અને સાથરે પડવાને બદલે એકાએક સિધાવ્યા. હું ધારું છું કે તેમને પોતાને જે રીતે અણધાર્યું પોતાનું મૃત્યુ થયું છે તે જાતનું મૃત્યુ ગમ્યું હશે.'

—મોહનલાલ રૂપાણી

*





'ગુજરાતે જ નહિ, માત્ર કાઠિયાવાડે જ નહિ પરંતુ સમસ્ત હિંદે લોકજીવનના એક સાચા તપસ્વી ખોયા છે. તેઓની લોકસાહિત્ય અંગેની અવિરામ ઉપાસના અને કથીરમાંથી કંચન બનાવવાની હથોટી આજે તો કોઈનામાં હું જોતો નથી.' —જમિયત પંડ્યા

*

'...ઉત્કૃષ્ટ માણસાઈનો દીવો હોલવાઈ ગયો? આજથી ઝવેરચંદભાઈ અમર બન્યા. ઝવેરચંદભાઈ કદી મરશે જ નહિ. અત્યાર સુધી એમનાં પગલાં પૃથ્વીમાતા ઝીલતી હતી, હવે જેને જેને ગુજરાતી ભાષા આવડતી હશે એની સૌની જીભને ટેરવે એ સદાય રમણ કરશે. હજારોના હૈયાને ટાઢક આપનારનો આત્મા અખંડ શાંતિ અનુભવે એવી પ્રાર્થના.' —ઉમેદભાઇ મણિયાર

*

'...જીવનભર ભાઈ ઝવેરચંદભાઈ યોદ્ધા રહ્યા હતા. એમણે મુસીબતોને ગણકારી ન હતી અને અનેક પરાજયોને વિજયમાં પલટાવ્યા હતા....આશ્વાસનના શબ્દો લખવાની હિમ્મત નથી થઈ શકતી. તીવ્રતમ વેદના એક અતિ પવિત્ર વસ્તુ છે. તેની સમક્ષ તો નીચે મસ્તકે મૌન જ હોય' —ઝીણાભાઇ દેસાઈ

*

'શ્રી. મેઘાણીભાઈ આપણી વચ્ચે નહિ હોય એ ખ્યાલ મગજ પકડી શકતું નથી. જગતમાં જ્યાં જ્યાં દુઃખ તેઓ ભાળતા—તેમનું હૃદય અનુકંપાબુદ્ધિથી હલી ઊઠતું. તેવી જ રીતે પ્રેમ, શૌર્ય અને એવી ભાવના પ્રકટ થતી ત્યાં મેઘાણીભાઇ ભાગ્યે જ તેના પ્રત્યાઘાતો અનુભવ્યા સિવાય—હલી ઊઠયા સિવાય રહી શકતા. ભાવનાની અને વિનમ્રતાની સાક્ષાત મૂર્તિ આપણી વચ્ચેથી ચાલી ગઈ.' —ઉછરંગરાય ઢેબર

*

'ગુજરાતના સંસ્કૃતિક ક્ષેત્રમાં ગુજરાત વિશ્વવિદ્યાલય મારફત તેઓ સેવા આપી શકે એવું સ્વપ્ન તો હવે સદાને માટે સ્વપ્નું જ ના?' —ગણેશ વાસુદેવ માવલંકર

*

'કુદરતનો ક્રૂર ઘા આપણને લાગી ચૂક્યો. આવી પડેલી આફતની વેદના શબ્દમાં પણ વ્યક્ત થઈ શકે નહિ.' — હરભાઇ ત્રિવેદી

*

'ભારતના એક જીવનોપાસક, લોકસાહિત્યક, લેખક અને રાષ્ટ્રકવિ પોતાના દેહને મૂકીને અનન્તમાં લીન થઈ ગયો! કેટલા બધા લોકોનાં જીવનમાં રસ, શક્તિ અને આનંદ એણે પેદા કર્યો હતો?'




એમનું જીવનકાર્ય તો વધશે અને વધશે જ.

કહેવાય છે—

તેલ જલે બધી જયોત પાજરે
કાં મરણીં અમરતા હી ન ખરી ! (તમિ)

તેલ બળે છે, પણ જુઓને, જ્યોતિ પ્રજ્વલિત થઈ રહી છે. મરણમાં આ અમરતા ખરી કે નહિ ?'

— અચ્યુત દેશપાંડે

*

'ભાઈનો પ્રેમ ને તેમની મહાનુભાવતા આ જિંદગીમાં હું ભૂલી નહિ શકું. તેમણે એક પણ ચોપડી ન લખી હોત તોયે તે સ્વયં માન ને પૂજાતાના અધિકારી હતા. 'શાહજહાં'ની આ કડીઓ ગૂંજતાં મને હંમેશાં ભાઈની સ્મૃતિ તાજી થતી:—

તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત્
તાઈ તવ જીવનેર રથ
પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર બારંબાર !'

—મકરન્દ દવે

*

'આ સમાચારે જગાવેલો સક્ષોભ મારા ચૈતન્યમાંથી હજી યે પૂરો ઓસર્યો નથી....હું જરા વિચિત્ર માણસ છું. તત્ત્વજ્ઞાને મને જીવનના પ્રસંગો—સુખદુ:ખ, જરા, મૃત્યુ, વગેરે પ્રત્યે થોડો અચેત બનાવી દીધો છે. એટલે કોઈના અવસાનના સમાચારથી —સ્વજનના પણ અવસાનથી—હું અસ્વસ્થ બનતો નથી. પણ જિંદગીમાં બે અનુભવો એવા મળ્યા છે કે જ્યારે તદ્દન સામાન્ય માણસના કરતાં પણ વધુ પ્રમાણમાં સ્વસ્થતા ગુમાવી બેઠો છું અને દિવસો સુધી તે ફરી મેળવી શક્યો નથી—એક ખાંસાહેબ અબ્દુલ કરીમખાંનું અવસાન અને બીજું મેઘાણીભાઈનું.'

—શિવશંકર મહેતા

*

'બાપુજી જન્મ્યા, જીવી જાણ્યા. તે કરોડો રૂપિયા મૂકી ગયા છે. કરોડો રૂપિયા મૂકી જનારને તેનાં સગાઓ મહિનો, છ મહિના, વરસ યાદ કરે. પછી તો કહેવત પ્રમાણે

દિન ગણંતા માસ ગયા, વરસે આંતરિયાં,
સૂરત ભૂલી સાયબા, નામે વિસરિયાં.

એવી વાતો છે. બાપુજી તો અમોલી દોલત મૂકી ગયા લાખો માણસો વંશપરંપરા યાદ કરશે. એ દોલતનો હિસાબ નથી.... કાઠિયાવાડ, ગુજરાતમાં એવા વીર હમણાં પાક્યા નથી. મારો પરિચય તેની સાથે ઘણો હતો. તમોને તો તેની ખોટ ઘણી લાગે, પણ જે માણસ તેને સમજી શકેલ છે તેને કેટલું લાગે તે તો પોતે જ કહી શકે....તમો મરદાઈથી જીવ્યા છે, ને તમો મરદાઈથી જીવી જાણો. એટલું જ તમારા માટે ઘણું છે. સમજુ તો દુ:ખના ડુંગરા ઓળંગે, પણ તેની દુ:ખની બીના કોઈ સમજી શકે નહીં એનું નામ બહાદુરી છે. બાપુજી શૂરવીરતાથી જીવ્યા; મરણ પણ શૂરવીરતાથી થયું. જીવન

જીવવાની કળામાં શૂરવીરતાનો અંશ હોવો જોઇએ....એવા પિતા સૌને હજો, કે કીર્તિનો ડુંગરા મૂકી ગયા.'

—નાગજી કેશવજી

*

'અવસાનથી કેવળ તમે જ અનાથ નથી થયા. કાઠિયાવાડનો ઝળકતો તારો ખરી ગયો છે. ગુજરાતી સાહિત્ય કંગાળ બન્યું છે. એમનો શોક બીજા સાહિત્યકારથી અનોખી રીતે ઘેર ઘેર પળાશે, કારણ કે એમનું સાહિત્ય આમજનતાનું સાહિત્ય હતું. એમાં સ્ત્રીઓ, બાળકો, નીચલા થરના માનવીઓ—બધાંનો સમાવેશ હતો... દુઃખમાં ડગી જવામાં આપણી કાયરતા છે. ઉર્દૂમાં કહેવત છે કે, મુસીબત માશુક હૈ-મર્દકો હી ઢુંઢતી ફિરતી હૈ'

—સુમન્ત કોઠારી

*

"He is not dead; he sleeps well......He has just awakened from the fever of life."

—મનુભાઇ વૈદ્ય

*

'હું તો એટલું જ કહું છું કે એ છૂટી ગયા. આ સંસાર અત્યારે જીવવા જેવો નથી. દુનિયામાં કયાંય જંપ નથી. સુખ નથી, તેમાંથી એ સદ્‌ગત છૂટી સુખી થયા છે.'

—ચંદ્રવદન મહેતા

*

'અમારાં હૈયાં તો માનવા ના જ પાડે! પરંતુ એ આત્મવંચના કયાં સુધી ટકે? રાત્રે અમે બધાં ભેગાં મળ્યાં ત્યારે તમારાં બધાંની વાતો કરી-ચિંતા કરી-કરુણ અસહાયતા અનુભવી. ઈશ્વરની દયામયતામાંથી શ્રદ્ધા ડગી ગઇ.'

—હિંમતલાલ શુકલ

*

'અરેરે, પ્રભુ આવા ગુલાબી માણસ તેમ જ દુનિયામાં જેમની ઘણી જરૂર હોય છે તેમને તું શા માટે બોલાવી લે છે?.... પરમાત્મા તે મરનારના આત્માને સદ્‌ગતિ આપો ને ફરીવાર આપણી જ ભૂમિ-કાઠિયાવાડમાં અવતાર લઇ અધૂરી લીલા પૂરી કરો'

—લાલદાસજી માવજીરામ

*

'મને તો મરણુ કોઠે પડી ગયાં છે. પણ બામણુામાં આવે પ્રસંગે જે સ્થિતિ થતી તે અનુભવું છું. ચેન પડતું નથી આજ સવારે નીકળી આવવાનો વિચાર હતો પણ મારી પોતાની જ મનની સ્થિતિ થાળે પાડવા એક દિવસ રોકાઈ ગયો....એંશી સો વરસે પિતાનું છત્ર જાય તોયે લાગે, ત્યારે આ તો એકાએક તાલી આપીને ચાલ્યા ગયા! માન્યામાં જ આવતું નથી. આખા ગુજરાતને આ ઘા લાગશે ...ઠેરઠેર એમણે ગુજરાતમાં માયા જગાડી છે. પ્રભુ આગળ અવાક્ હૃદયથી આવે પ્રસંગે ઊભા રહીને શ્રદ્ધાનું બળ માગવાનું છે. Meghani is dead, long live Meghani.'

—ઉમાશંકર જોષી

*

# માનવજાતને ચરણે

ડૉ. ન. મૂ. શાહ

પોતાના ભક્તો ગરીબ હોય કે પૈસાદાર, સુખી હોય કે દુઃખી, સાજા હોય કે માંદા હોય: એની વિજ્ઞાનને શી પડી છે? એ બધા તો ગૂઢ રહસ્યો શોધવા અને તેની પાછળ શ્રમ કરવા સર્જાયેલા છે. તેઓની શક્તિ ચાલશે ત્યાં સુધી સંશોધનનું કામ કર્યા કરશે; શક્તિ ખૂટશે એટલે હેઠા બેસશે. પોતાના કાર્યની વિરુદ્ધ જવાનું વૈજ્ઞાનિકની શક્તિ બહાર છે. કંટાળામાં પણ સાચો વૈજ્ઞાનિક પોતાની પ્રયોગશાળા અને તૂટ્યાં આવેલાં સાધનો તરફ જોવાનો.

ક્યુરી દંપતીના દુઃખી દિવસોમાં પણ તેઓએ સફળતાપૂર્વક કરેલા સંશોધન તરફ નજર કરીએ તો આશ્ચર્ય થયા વિના રહેતું નથી: રેડિયો-એક્ટીવીટીને જન્મ આપ્યો, બાળકને વિકાસાવ્યું એના વિકાસમાં દંપતીએ પોતાની જાતને ખપાવી દીધી. ૧૮૯૯-૧૯૦૪ સુધીમાં આ વિષયના બત્રીસ સંશોધન લેખ તેમણે પ્રકટ કર્યા.

ફ્રાન્સમાં જન્મેલી રેડિયો-એક્ટીવીટી પરદેશોમાં વિજયપૂર્વક પ્રસરવા લાગી, દુનિયાના મહા વૈજ્ઞાનિકોના પત્રોનો હલ્લો થવા માંડ્યો. ક્યુરી દંપતીનો પત્રવ્યવહાર સતત વધવા લાગ્યો.

૧૯૦૩માં સર વિલિયમ રામ્સે અને સોડી નામના બે અંગ્રેજ રાસાયનિકોએ બતાવી આપ્યું કે રેડિયમમાંથી હેલિયમ નામનો વાયુ થોડા પ્રમાણમાં છૂટે છે. અણુની રચનાના ફેરફારનો પહેલો દાખલો. કીમિયાગરોનું સ્વપ્ન સિદ્ધ થયું! અંધારામાં રેડિયમ પ્રકાશે છે, કાચને રંગીન દેખાડે છે, ફોટોગ્રાફની પ્લેટને બાંધી રાખી હોય છતાં અસર કરે છે, વાતાવરણને વીજળીવાહક કરે છે એ પ્રમાણે જોઈ ગયા, પણ આટલેથી જ રેડિયમના ચમત્કાર અટકતા નથી. પાસેની વસ્તુને પ્રકાશિત કરે છે એટલું જ નહિ પણ પાસેની વસ્તુને પોતાનો ગુણ પણ આપે છે—પ્રયોગશાળામાં બધી વસ્તુઓ રેડિયો-એક્ટિવ બની જાય છે. દ્રવ્ય-રચનાના જૂના વિચારો ડગમગવા લાગ્યા. માનવજાતના સુખ માટે પણ રેડિયમ કંઈ કરી શકે છે એ મોટો ચમત્કાર હતો. ભયંકર દર્દ ચાંદા-કેન્સર મટાડવામાં તે ઉપયોગી થાય છે, એમ શોધાયું.

પીરે મહાશયે પોતાનો હાથ રેડિયમની અસર જોવા માટે તેનાં કિરણો પર રાખ્યો. ચામડી રાતી થઈ અને બળી ગઈ હોય એવો દેખાવ થયો. જરાય દુઃખ ન થયું. કેટલાય વખત પછી રતાશ વધવા લાગી. વીસમે દિવસે પોપડી નવી ચામડી આવવા લાગી. અને છેવટે થોડા ભાગમાં ઊંડી અસર થઈ હોય તેવો જખમ થઈ રહ્યો. મેરીને પણ આવા જ જખમ હાથ પર થયા હતા. પ્રોફેસર બેકેરેલે રેડિયમની એક ટ્યુબ (નાની શીશી) ખિસ્સામાં રાખી હતી. એટલા ભાગમાં તે પણ દાઝ્યા.

'હું આ રેડિયમને ચાહું છું, પણ તેની સામે મારી ફરિયાદ છે.' એમ તેઓ ક્યુરી દંપતીને તેમના આ 'ભયંકર બાળક' માટે કહેતા.

રેડિયમની શોધ માનવજાતને ઉપયોગી નીવડી હતી—ખૂબ ઉપયોગી. હવે મોટા પાયા પર એ તત્ત્વ બનાવવા પ્રયત્નો થવા લાગ્યા. ૧૯૦૨માં ફ્રાન્સની વિજ્ઞાન એકેડેમીએ ક્યુરી દંપતીને ૨૦૦૦૦ ફ્રાંક આપ્યા. ઉદ્યોગપતિઓ એની બનાવટ માટે કારખાના કાઢવા વિચાર કરવા લાગ્યા. રેડિયમના વ્યવહારુ ઉપયોગ ખૂબ હતા. જોતજોતામાં એ એક વેપારની ચીજ બની ગઈ.

એક દિવસ એવો આવીને ઊભો રહ્યો કે, જે દ્રવ્યના અભાવે પોતાને ખૂબ ખૂબ સહન કરવું પડ્યું હતું, તે દ્રવ્ય બારણે આવીને ખડું થયું: પણ ગૌરવશીલ ગરીબાઈમાં માનનાર આ દંપતીએ એને માટે દ્વાર ન ખોલ્યાં.

બેલ્જિયમ અને અમેરિકામાં પીચ-બ્લેન્ડ ખનીજમાંથી આ તત્ત્વ કાઢવા કારખાનાં ઊભાં થયાં, પણ જ્યાં સુધી ઈજનેરો બધી ક્રિયાનું રહસ્ય ન જાણે ત્યાં સુધી કામ ક્યાંથી આગળ ચાલે? આ બધી ક્રિયાઓ અને રીતો માત્ર મેરીએ શોધી હતી અને તે એકલી જ જાણતી હતી.